## દર્શન પહેલું

સાગર કિનારો : ધીમી ધીમી છલંગે દોડયાં આવતાં મોજાં કાંઠાની રેતીને ભીની કરી ચાલ્યાં જતાં દેખાય છે. એક નાનકડો મછવો અર્ધો પાણીમાં અને અર્ધો રેતીમાં ખૂંપેલો પડયો છે. પ્રભાતિયાં ગાતો હોય તેમ પવન ધીમે ધીમે ચાલ્યો આવે છે. એ પવન ઉપર પગલાં મૂકીને આવતાં હોય તેમ જમણી કોરથી ચાર બાળકો ગાતાં-નાચતાં પ્રવેશે છે, બે છોકરા અને બે છોકરીઓ. સૌનું વય બાર અને તેરની વચ્ચે, નામ અનુક્રમે ગોપ, ગોવિંદ, પદ્મા અને અનામિકા.

બાલિકાઓ : ગીત.

પવનરાજની પાંખે બેસી, તરશું આભ અનંત
અમે તો તરશું આભ અનંત,
ઉષાના અજવાળા નીચે જોશું જીવનપંથ :
જીવનને પંથે વિચરીને,
ચેતનના અંબાર ભરીને
આભ ધરાને એક કરીને
પ્હોંચીશું પગથાર
બનીને મૂકવીણાઝંકાર.

શ્રદ્ધાની વનખંડી શોધી ગહન ગજવશું ગીત
અમે તો ગહન ગજવશું ગીત,
આશાની છાયા ગૂંથીશું તપે નિરાશા નીત :
જયાં જયાં તપશે નિત્ય નિરાશા
ત્યાં આશ્વાસન દેશે આશા;
અંધારાના ઘોર નિસાસા
ઉઘાડશે અમ દ્વાર
બનીને વીજ તણો પલકાર.

અંતરની દૃષ્ટિને વાળી જ્યાં ધરતીનો અંત
અલખમાં જ્યાં ધરતીનો અંત,
વાદળની હારો ને હારો જ્યાં લંબાવે પંથ :
ધરતીની આંખો વાસીને
ચંદ્ર-સૂરજ નાઠા ત્રાસીને
જલઆસનપે ઉલ્લાસીને.
બની જશું અસવાર
બનીને સાગરના સરદાર:
જવા જલધિને પેલે પાર.

પદ્મા : સાગરની ભરતી તો શરુ થઈ ચૂકી, પણ હજી મોટાભાઈ ન આવ્યા.

અનામિકા : ને કાંઠે પડેલો મછવો પણ ઉપડું ઉપડું થઈ રહ્યો છે.

ગોપ : અનેક વસ્તુઓને તળિયે સંઘરીને મહેરામણ નિરાંતે પડયો પડયો હાંફે છે. માથું મૂકે તેને એ મોતી આપે.

ગોવિંદ : મોતી માટે મોટાભાઈ છેક પાતાળમાં જશે ખરું, અનામિકા ! એટલે ઊંડે તો બહુ બીક લાગે.

અનામિકા : એમાં વળી બીક શી લાગવાની હતી ? ભાઈ તો કહેતા'તા કે પાતાળમાં માછલીઓએ મોતીના મહેલ બાંધ્યા છે. નિલમનાં પગથિયાં ઉપર માણેક જડયાં છે. એવું એવું તો ઘણું યે હશે એ મહેલમાં.

પદ્મા : આપણાં મંદિરમાં ભગવાન તથાગતની આંખોમાં જડેલા બે પોખરાજ તેં જોયા છે ? મોટાભાઈ કહે છે કે એવા પોખરાજની તો ત્યાં લાં...બી લાં...બી શિલાઓ પડી છે.

# કર્તાનાં બીજાં પ્રકાશનો

## કવિતા

તેજરેખા (ભગિનિ વિરહનું લાંબું ખંડકાવ્ય). ઉપવનનાં જળ (પ્રેમભક્તિલક્ષણાનું કથાકાવ્ય). ખંડિત મૂર્તિઓ (ટૂંકાં કાવ્યોનો સંગ્રહ). શતદલ (એકસો મુક્તકોનો સંગ્રહ). ગોરસી (ટૂંકાં કાવ્યોનો સંગ્રહ). ઈંધણાં (ટૂંકાં કાવ્યોનો સંગ્રહ).

## નાટક

નારાયણી અને બીજાં નાટકો (ત્રણ નાટકોનો સંગ્રહ). પલટાતાં તેજ અને બીજાં નાટકો (પાંચ નાટકોનો સંગ્રહ). અંધકાર વચ્ચે અને બીજાં નાટકો (પાંચ નાટકોનો સંગ્રહ). અપ્સરા અને બીજાં નાટકો (પાંચ નાટકોનો સંગ્રહ). ગાઝનીચક અને બીજાં ગીતનાટકો.

## નવલિકા

કીર્તિદા અને બીજી વાતો

## પ્રેસમાં

ધનુર્દોરી (ગીતોનો સંગ્રહ). સર્વનાશ અને બીજાં નાટકો (દસ નાટકોનો સંગ્રહ). છૂંદણાં (મુક્તકોનો સંગ્રહ). દીપનૌકા (કથાકાવ્યોનો સંગ્રહ).

જીવન સાહિત્ય પ્રકાશન : ૨૫ લલિતસાહિત્ય : ૫

# ગોમતીઘટ્ટ

## અને બીજાં ગીતનાટકો

ઇન્દુલાલ ગાંધી



લલિત સાહિત્યમાળા
જીવન સાહિત્ય મંદિર
લાંગવાડી, કાલબાદેવી, મુંબઈ ૨.
રાવપુરા, વડોદરા.
સુરેશ-કસોટી કાર્યાલય, સારંગપુર, અમદાવાદ.

**ચેતવણી**

આ સંગ્રહમાંથી કોઈ પણ નાટક કોઈએ કોઈ પણ પ્રસંગે છાપવું-છપાવવું કે ભજવવું-ભજવાવવું નહિ. તેમ જ એનો કોઈ પણ અમુક ભાગ રેકર્ડમાં કે રેડિયો ઉપર ઉતારવો નહિ.

૧૬૬૫૧



મૂલ્ય

સવા ~~બે રૂપિયા~~



ઈ. સ. ૧૯૪૪

કાન્તિલાલ છ. [illegible]
જીવન સાહિત્ય મંદિર
મુંબઈ ૨.

મુદ્રક
અંબાલાલ વિ. ઠક્કર
લુહાણા પ્રિન્ટીંગ પ્રેસ
વડોદરા.

દુર્ગાશંકર ત્રિવેદીને

બસૂરી બંસી જે, અરર પડી'તી અંધ ખુંદણે,
તમારા સૂરોથી થઈ વિહરતી શીતગગને.

શિષ્ટ અને સુરુચિમય લલિત સાહિત્ય આપતી
આ માળાનાં ત્રણ ત્રણ પુસ્તકોનો સંપુટ
એક સાથે પ્રગટ થાય છે.

○

દ્વિતીય સંપુટ
મૂલ્ય
સાડા સાત રૂપિયા

○

## દ્વિતીય સંપુટનાં
ત્રણ મનોરમ પુસ્તકો

### ૧. ફૂટેલાં સુવર્ણપાત્રો

લેખક શ્રી. [illegible]
વર્તમાન યુગનાં સુવર્ણયુવતીઓનાં
વાસ્તવિક જીવનનું કલાત્મક પ્રતિબિંબ
રૂ. ૬-૮-૦

### ૨. પ્રણયસૃષ્ટિનાં પાત્રો

લેખક: શ્રી. ભોગીલાલ ગાંધી
લગ્નજીવનની સફળતા - નિષ્ફળતા
ચર્ચતી કથાત્મક આલોચના.
રૂ. ૩-૦-૦

### ૩. ગીતરાણી અને બીજાં ગીતનાટકો

લેખક શ્રી. ઈન્દુલાલ ગાંધી
કાવ્ય તત્ત્વોથી છલછલતાં રસપૂર્ણ
દસ ગીત નાટકો. રૂ. ૨-૪-૦

# હું કહું છું

ગૂજરાત સમક્ષ, મારાં ગીતનાટકોનું આ પ્રકાશન હું પહેલીવાર રજૂ કરું છું. આ જાતની લયબાંધણીનાં શુદ્ધ ગૂજરાતી રૂપોવાળી નાટ્યરચનાઓમાં કદાચ આ પહેલો જ પ્રયત્ન ગણાશે; કદાચ, પરપ્રાંતીય અનુકરણમાં, છાયામાં, આકર્ષણમાં લખાયેલી અન્ય લેખકોની કેટલીક કૃતિઓ મેં વાંચી છે, જોઈ છે, સાંભળી છે; પણ એની સમગ્ર સ્વરરચના મને ગૂજરાતી નથી લાગી એટલું અહીં નમ્રતાપૂર્વક નોંધું છું.

આમાંની કેટલીક રચનાઓ, સુપ્રસન્ન સંગીતજ્ઞ શ્રી. દુર્ગાશંકર ત્રિવેદીના સહકારથી, અમારા મિત્રમંડળે અનેકવાર તખ્તારૂઢ કરી છે. સંગીતનાટકની દૃષ્ટિએ એ પ્રયોગો મને અત્યંત આશાજનક લાગ્યા છે. ભાઈ ત્રિવેદીની સુલાયમ અને કર્ણપ્રિય સ્વરલિપિ સહિત આ નાટકો પ્રગટ ન થયાં એનું મને દુઃખ છે. હવે તો બીજી આવૃત્તિ વખતે જ એ બધુ બની શકે.

મારા કાવ્યોમાં રહેલી કૌતુકરસ્યતા નાટકોમાં પણ હાજર હોય છે, વિશેષ કરીને ગીતનાટકોમાં અને એ નાટકોના અગ્રગણ્ય તમામ પાત્રો,—ઉત્તુંગ શૃંગજીવનની મહેચ્છાઓમાં રમતાં, પૌરુષપૂર્ણ પાત્રો જ મારો પ્રાણધબકાર છે, જીવનાદર્શ છે, સાહિત્યાનંદ છે. નિર્વાહના સતત અને અનંત પરિશ્રમની વચ્ચે સર્જતી એ પ્રચ્છન્ન અને પ્રસન્ન મનોમૂર્તિઓ અને એનો હૃદયનસંગાથ મને શ્રમનો થાક લાગવા દેતાં નથી. સાહિત્યના હરકોઈ પ્રકારને હું જીવનમાં આ રીતે જ સ્વીકારું છું, સ્થાપું છું, ભોગવું છું.

આમાં જે ત્રણ સળંગ ગીતનાટકો છે તેની સમજણ માટે શરૂઆતમાં 'ભૂમિકા' મૂકી છે. બીજાનું વસ્તુવિધાન સંભાષણોદ્વારા સ્પષ્ટ થતું હોવાથી એમાં 'ભૂમિકા' મૂકવાની જરૂર જણાઈ નથી.

સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ, કરાંચી. ઇન્દુલાલ ગાંધી

## ગૂંથણી

# ગોમતી–ચક્ર

[ એક કલ્પનારંગી નાટક ]

## પાત્રો

**વાસવ :** સમુદ્રમંથનની મહત્ત્વાકાંક્ષા સેવતો પ્રતાપી કુમાર
**ગોવિંદ–ગોપ :** તેના બે નાના ભાઈઓ
**પદ્મા–અનામિકા :** તેની બે નાની બહેનો
**ગોદાવરી :** વૃદ્ધ પાડોશણ
**ગોમતી :** ગોદાવરીની પૌત્રી
**નાગકન્યા :** મૃત્યુલોકની માનવતાને વશ એવી પાતાળલોકની રાજકુમારી
**સલિલા–સુવર્ણા–માલિકા–પલ્લવી :** તેની સહચરીઓ
**ચારુતા–જલચરી :** પરિચારિકાઓ

## દર્શન પહેલું

**સાગર કિનારો :** ધીમી ધીમી છલંગે દોડયાં આવતાં મોજાં કાંઠાની રેતીને ભીની કરી ચાલ્યાં જતાં દેખાય છે. એક નાનકડો મછવો અર્ધો પાણીમાં અને અર્ધો રેતીમાં ખૂંપેલો પડયો છે. પ્રભાતિયાં ગાતો હોય તેમ પવન ધીમે ધીમે ચાલ્યો આવે છે. એ પવન ઉપર પગલાં મૂકીને આવતાં હોય તેમ જમણી કોરથી ચાર બાળકો ગાતાં-નાચતાં પ્રવેશે છે, બે છોકરા અને બે છોકરીઓ. સૌનું વય બાર અને તેરની વચ્ચે, નામ અનુક્રમે ગોપ, ગોવિંદ, પદ્મા અને અનામિકા.

બાલિકાઓ : ગીત.

પવનરાજની પાંખે બેસી, તરશું આભ અનંત
અમે તો તરશું આભ અનંત,
ઉષાના અજવાળા નીચે જોશું જીવનપંથ :
જીવનને પંથે વિચરીને,
ચેતનના અંબાર ભરીને
આભ ધરાને એક કરીને
પ્હોંચીશું પગથાર
બનીને મૂકવીણાઝંકાર.

શ્રદ્ધાની વનખંડી શોધી ગહન ગજવશું ગીત
અમે તો ગહન ગજવશું ગીત,
આશાની છાયા ગૂંથીશું તપે નિરાશા નીત :
જ્યાં જ્યાં તપશે નિત્ય નિરાશા
ત્યાં આશ્વાસન દેશે આશા;
અંધારાના ઘોર નિસાસા
ઉઘાડશે અમ દ્વાર
બનીને વીજ તણો પલકાર.

અંતરની દૃષ્ટિને વાળી જ્યાં ધરતીનો અંત
અલખમાં જ્યાં ધરતીનો અંત,
વાદળની હારો ને હારો જ્યાં લંબાવે પંથ :
ધરતીની આંખો વાસીને
ચંદ્ર–સૂરજ નાઠા ત્રાસીને
જલઆસનપે ઉલ્લાસીને.
બની જશું અસવાર
બનીને સાગરના સરદાર:
જવા જલધિને પેલે પાર.

પદ્મા : સાગરની ભરતી તો શરુ થઈ ચૂકી, પણ હજી મોટાભાઈ ન આવ્યા.

અનામિકા : ને કાંઠે પડેલો મછવો પણ ઉપડું ઉપડું થઈ રહ્યો છે.

ગોપ : અનેક વસ્તુઓને તળિયે સંઘરીને મહેરામણ નિરાંતે પડ્યો પડ્યો હાંફે છે. માથું મૂકે તેને એ મોતી આપે.

ગોવિંદ : મોતી માટે મોટાભાઈ છેક પાતાળમાં જશે ખરું, અનામિકા ! એટલે ઊંડે તો બહુ બીક લાગે.

અનામિકા : એમાં વળી બીક શી લાગવાની હતી ? ભાઈ તો કહેતા'તા કે પાતાળમાં માછલીઓએ મોતીના મહેલ બાંધ્યા છે. નિલમનાં પગથિયાં ઉપર માણેક જડયાં છે. એવું એવું તો ઘણું યે હશે એ મહેલમાં.

પદ્મા : આપણાં મંદિરમાં ભગવાન તથાગતની આંખોમાં જડેલા એ પોખરાજ તેં જોયા છે ? મોટાભાઈ કહે છે કે એવા પોખરાજની તો ત્યાં લાં...બી લાં...બી શિલાઓ પડી છે.

અનામિકા : મને પોખરાજ બહુ વહાલા લાગે છે. હું તો ભાઈ પાસે એ જ મંગાવીશ.

ગોપ : ને હું શું મંગાવીશ ખબર છે ? મોતીથી ભરેલી મોટી-મોટી છીપલીઓ. ફૂલ ઉપર ઝાકળ ઠરી જાય છે ત્યારે ફૂલ કેવાં શોભે છે ? છીપલીઓ મોતીથી એમ શોભી રહી હોય છે. આપણે તો એ જ મંગાવવાના.

પદ્મા : ને તું શું મંગાવીશ ભાઈ ગોવિંદ ?

ગોવિંદ : મને શંખ વગાડવો બહુ ગમે છે. મંદિરના પૂજારી પાસે છે, એવો જ નાજુક શંખ હું તો મંગાવીશ.

પદ્મા : તમે સૌ મોતી, પોખરાજ અને શંખ ભલે મંગાવો, હું તો નિલમનો બાજઠ મંગાવીશ. ભગવાન તથાગત બેસી શકે એવડો મોટો બાજઠ. મને ચોમાસાની હરિયાળી જેવું નિલમ બહુ ગમે છે.

[ દૂરથી એક ડોશીમા લાકડીને ટેકે ધીમે ધીમે નજીક આવે છે. છોકરાં તેને વીંટાઈ વળે છે.

અનામિકા : જુઓ, જુઓ, ગોદાવરીમા આવે છે.

ગોદાવરી : વાસવે હજી હોડી નથી છોડી અનુડી ?

અનામિકા : હા, ગોદાવરીમા ! હજી મોટાભાઈ નથી આવ્યા.

પદ્મા : તમારે શું મંગાવવું છે, ગોદાવરીમા ?

ગોદાવરી : માળાના પારા ખોવાઈ જાય છે ને દીકરી, તે સારુ જલકોડી મંગાવવી છે. ખસેચાનો ખસેચો ને પારા પણ સચવાય.

અનામિકા : જલકોડીમાં તો જીવાત બહુ રહે છે ગોદાવરીમા, ભાઈને ઈ સાચવવી ભારે થઈ પડશે.

[ મોટા ભાઈ વાસવ જળપ્રવેશનાં સાધનો સહિત પ્રવેશ કરે છે.

**વાસવ** : મને શું સાચવવું ભારે થઈ પડશે, અનામિકા ?

[ અનામિકા અનુત્તર રહે છે.

**પદ્મા** : કાંઈ નહિ મોટાભાઈ, ગોદાવરીમા જલકોડી લઈ આવવાનું કહે છે; તમે લઈ આવશો ?

**વાસવ** : લઈ આવીશ, જરૂર લઈ આવીશ. ગોદાવરીમા, બીજું કાંઈ ?

**ગોદાવરી** : બેટા વાસવ !

**વાસવ** : શું મા ?

**ગોદાવરી** : માળા માટે તેં સાચાં મોતી લાવી આપ્યાં; દોરી પણ સળી ગઈ, હવે જલકોડી પણ આવશે છતાં હજી એક વાતું રહી ગયું.

**બધાં** : શું ગોદાવરીમા ?

**ગોદાવરી** : મારી સૌથી નાની દીકરી ગોમતી છે ને, તેણે એવી હઠ...

[ ગોદાવરી અટકી જાય છે.

**વાસવ** : એણે શેની હઠ પકડી છે માડી ? ગોમતી ક્યાં છે ?

**ગોદાવરી** : ઈ તો માંદી છે ત્રણ દિ' થયાં.

**વાસવ** : એણે શું મંગાવ્યું છે, મા ?

**ગોદાવરી** : જ્યાં મોતીની છીપલીઓ એક બીજાની ઉપર ગોઠવાઈને કિલ્લા જેવી શોભે છે તેની વચ્ચોવચ્ચ મોરપિચ્છ જેટલા રંગોવાળું એક ગોમતી ચક્ર પડયું હોય છે. લક્ષ્મીના લલાટ જેવું એનું આખું અંગ તેજોમય હોય છે. ફરતી ગોળ કિના-

રીમાં રંગનાં નાનાં બિંદુ ગૂંથાઈ ગયાં હોય છે. અને વચ્ચે ભગવાન તથાગતની હથેળી જેવી અનેક રેખાઓ સાચા સુવર્ણની જેમ ચળકે છે. એ એણે મંગાવ્યું છે બેટા !

વાસવ : ગોમતી–ચક્ર ? આ નામ તો નવું લાગે છે, મા !

ગોદાવરી : મોતી શોધવા જનારા માટે એ નવું નથી, શહેરમાં ફરનારા માટે નવું હશે.

અનામિકા : ચોમાસાના બિલ્લીટોપ જેવું, રાજ્યસિંહાસનની છત્રી જેવું એ ગોમતીચક્ર તમે નથી જોયું, ભાઈ ?

વાસવ : જેવા રંગ ગોદાવરીમાએ વર્ણવ્યા એવા રંગની ત્યાં બેશુમાર માછલીઓ રખડે છે. આકાશના મેઘધનુષ્યનો પડછાયો જ્યારે સાગર પર પથરાય છે ત્યારે માછલીઓ એમાં આવી આવીને આળોટી જાય છે ને એ રંગો અંગે અંગે ભરે છે.

પદ્મા : ગોમતી–ચક્ર તો પારસમણિના શરીરનું ઢાંકણું છે. પરીઓની કથામાં એનું વર્ણન આવે છે. પાતાળની નાગકન્યા એના પારિજાતક જેવા મુલાયમ પગ ગોમતી–ચક્ર ઉપર રાખીને બેઠી હોય છે. એમાં કોઈ મૃત્યુલોકનો રાજકુમાર રખડતો રખડતો ત્યાં જઈ ચડે છે. નાગકન્યા તેનું રૂપ જુએ છે ને મૂર્છાધીન થઈ જાય છે. પેલા રાજકુમારને પકડી નાગસેવકો એને શેષનાગ સામે લઈ જાય છે. શેષનાગ પ્રસન્ન થઈ નાગકન્યા સાથે તેનાં લગ્ન કરે છે. નાગકન્યા રાજકુમાર જોડે મૃત્યુલોકમાં આવી વસે છે, પેલું ગોમતી–ચક્ર પણ સાથે લઈ આવે છે. લોકોની માન્યતા એવી છે કે ધરતી ઉપર પહેલવહેલું ગોમતી–ચક્ર ત્યારે આવ્યું.

વાસવ : સમુદ્રની દુનિયામાં જ્યારે વસંતાવતાર થાય છે ત્યારે

પ્રત્યેક જળચર વર્ણવ્યા વર્ણવા ય નહિ એવા અનેક રંગો ઓઢીને આનંદની મહેફિલ જમાવે છે. ત્યારે કોઈ કોઈને દુઃખ દેતું નથી, ભક્ષ કરતું નથી. શત્રુતા મિત્રતામાં ફેરવાઈ જાય છે. બધાં એકબીજાનાં રંગઓઢણને જુએ છે ને વખાણે છે. આવી એક વસંત મેં સમુદ્રને તળિયે જઈને માણી છે. આજે પણ એજ દિવસો છે. સાગરતળિયે આજે વસંતોત્સવ હશે. રંગોની આપલેમાં જળચરો ગુલતાન બન્યાં હશે. ગોદારીમા, આમાં હું ગોમતી–ચક્ર કેમ કરીને શોધી શકીશ ?

[ દૂરથી ગોમતી ગાતીગાતી પ્રવેશ કરે છે.

**ગોમતી :**

મારી ઓઢણીની ભાત, પગની પાનીના રંગાટ
બ્હેની વસંત, નવા રંગી જાજે.
મારાં મોતીડાંની સેર, વેણી ફૂલની લચેલ
બ્હેની વસંત, નવી ગૂંથી જાજે.
વાડીની લટકાળી વેલ કોડ ભરી કોણે ઓઢેલ ?
કોણે ઘોળ્યા કુમકુમરંગ ભાલે ભાલે આજ ઉમંગ.
મારી ટીલડીમાં નિત, નિત તારલીનાં સ્મિત
બ્હેની વસંત, નવાં ઢોળી જાજે.
ઓઢી પાંદડીઓની ઝુલ, જો હસતું ચંપાનું ફૂલ.
આંખોમાં અમૃત ઉભરાય, ઝીલી પાંદડીઓ હરખાય.
મારાં કંકણનાં બંધ, પાયે નૂપુરના છંદ
બ્હેની વસંત, સદા રાખજે અખંડ.

[ અનામિકા અને પદ્મા દોડી ગોમતીને વળગી પડે છે.

રીમાં રંગનાં નાનાં બિંદુ ગૂંથાઈ ગયાં હોય છે. અને વચ્ચે ભગવાન તથાગતની હથેળી જેવી અનેક રેખાઓ સાચા સુવર્ણની જેમ ચળકે છે. એ એણે મંગાવ્યું છે બેટા !

**વાસવ** : ગોમતી–ચક્ર ? આ નામ તો નવું લાગે છે, મા !

**ગોદાવરી** : મોતી શોધવા જનારા માટે એ નવું નથી, શહેરમાં ફરનારા માટે નવું હશે.

**અનામિકા** : ચોમાસાના બિલ્લીટોપ જેવું, રાજ્યસિંહાસનની છત્રી જેવું એ ગોમતીચક્ર તમે નથી જોયું, ભાઈ ?

**વાસવ** : જેવા રંગ ગોદાવરીમાએ વર્ણવ્યા એવા રંગની ત્યાં બેશુમાર માછલીઓ રખડે છે. આકાશના મેઘધનુષ્યનો પડછાયો જ્યારે સાગર પર પથરાય છે ત્યારે માછલીઓ એમાં આવી આવીને આળોટી જાય છે ને એ રંગો અંગે અંગે ભરે છે.

**પદ્મા** : ગોમતી–ચક્ર તો પારસમણિના શરીરનું ઢાંકણું છે. પરીઓની કથામાં એનું વર્ણન આવે છે. પાતાળની નાગકન્યા એના પારિજાતક જેવા મુલાયમ પગ ગોમતી–ચક્ર ઉપર રાખીને બેઠી હોય છે. એમાં કોઈ મૃત્યુલોકનો રાજકુમાર રખડતો રખડતો ત્યાં જઈ ચડે છે. નાગકન્યા તેનું રૂપ જુએ છે ને મૂર્છાધીન થઈ જાય છે. પેલા રાજકુમારને પકડી નાગસેવકો એને શેષનાગ સામે લઈ જાય છે. શેષનાગ પ્રસન્ન થઈ નાગકન્યા સાથે તેનાં લગ્ન કરે છે. નાગકન્યા રાજકુમાર જોડે મૃત્યુલોકમાં આવી વસે છે, પેલું ગોમતી–ચક્ર પણ સાથે લઈ આવે છે. લોકોની માન્યતા એવી છે કે ધરતી ઉપર પડેલવહેલું ગોમતી–ચક્ર ત્યારે આવ્યું.

**વાસવ** : સમુદ્રની દુનિયામાં જ્યારે વસંતાવતાર થાય છે ત્યારે

પ્રત્યેક જળચર વર્ણવ્યા વર્ણવા ય નહિ એવા અનેક રંગો ઓઢીને આનંદની મહેફિલ જમાવે છે. ત્યારે કોઈ કોઈને દુઃખ દેતું નથી, ભક્ષ કરતું નથી. શત્રુતા મિત્રતામાં ફેરવાઈ જાય છે. બધાં એકબીજાનાં રંગઓઢણને જુએ છે ને વખાણે છે. આવી એક વસંત મેં સમુદ્રને તળિયે જઈને માણી છે. આજે પણ એજ દિવસો છે. સાગરતળિયે આજે વસંતોત્સવ હશે. રંગોની આપલેમાં જળચરો ગુલતાન બન્યાં હશે. ગોદારીમા, આમાં હું ગોમતી-ચક્ર કેમ કરીને શોધી શકીશ ?

[ દૂરથી ગોમતી ગાતીગાતી પ્રવેશ કરે છે.

**ગોમતી :**

મારી ઓઢણીની ભાત, પગની પાનીના રંગાટ
બ્હેની વસંત, નવાં રંગી જાજે.
મારાં મોતીડાંની સેર, વેણી ફૂલની લચેલ
બ્હેની વસંત, નવી ગૂંથી જાજે.

વાડીની લટકાળી વેલ કોડ ભરી કોણે ઓઢેલ ?
કોણે ઘોળ્યા કુમકુમરંગ ભાલે ભાલે આજ ઉમંગ.
મારી ટીલડીમાં નિત, નિત તારલીનાં સ્મિત
બ્હેની વસંત, નવાં ઢોળી જાજે.

ઓઢી પાંદડીઓની ઝુલ, જો હસતું ચંપાનું ફૂલ
આંખોમાં અમૃત ઉભરાય, ઝીલી પાંદડીઓ હરખાય.
મારાં કંકણનાં બંધ, પાયે નૂપુરના છંદ
બ્હેની વસંત, સદા રાખજે અખંડ.

[ અનામિકા અને પદ્મા દોડી ગોમતીને વળગી પડે છે.

**અનામિકા** : આવ, આવ ગોમતી આજે તો તને સારું લાગે છે.

**પદ્મા** : શરીર ઉપર તો મંદવાડની લગીરે અસર નથી.

**ગોમતી** : આજે મને સારું છે, બહેન !

**ગોદાવરી** : બેટા ગોમતી, તું આવી ?

[ ગોમતી માને ગળે વીંટાઇ જાય છે.

**ગોમતી** : હા, મા !

**વાસવ** : તારું ગોમતી–ચક્ર હું જરૂરાજરૂર લેતો આવીશ હોં ગોમતી !

[ ગોમતી એને આનંદથી જોઈ રહે છે.

**ગોમતી** : તમે અત્યારે જ જાઓ છો મોટાભાઈ ?

**વાસવ** : હા. અને બહેન પદ્મા, તારે શું મગાવવું છે ?

**પદ્મા** : નિલમનો રૂપાળો બાજઠ: દેવપૂજા માટે.

**અનામિકા** : અને મારે માટે મોટાભાઈ, પોખરાજની પાસાદાર ચોકડીઓ.

**ગોવિંદ** : મારે માટે પેલા પર્વતગિરિ પાસે છે એવો મજાનો નાનકડો શંખ.

**ગોપ** : મોટાભાઈ, હું ઝાઝું નહિ મગાવું હો, એક ખોબો ભરીને મોતીની છીપલીઓ.

**વાસવ** : હવે કોઈ રહી ગયું હોય તો બોલજો.

**ગોદાવરી** : મારી જલકોડી તને યાદ રહી ગઈ છે ને ભાઈ ?

**વાસવ** : હા, માડી.

**અનામિકા** : હવે જાઓ મોટાભાઈ, જુઓ મછવો ક્યારનો કૂદાકૂદ કરી તમને બોલાવી રહ્યો છે.

[ વાસવ મછવા પાસે જઈ તેને છોડે છે ને ખભે પડેલી બીજી જણસ તેમાં મૂકી એક કૂદકે ચડી બેસે છે. ઊછળતાં મોજામાં મછવો દૂર જતો દેખાય છે.

**ગોદાવરી** : વહેલો વહેલો આવતો રહેજે બેટા !

[ જવાબમાં વાસવ હાથ ઊંચો કરે છે. કાંઠે ઊભેલા પણ હાથ ઊંચા કરી તેની વિદાયને સફળ ઇચ્છતા હોય તેમ પ્રસન્નતાથી તે દિશા ભણી જોઈ રહે છે. ગોદાવરીમા લાકડીને ટેકે પાછાં વળે છે. બાળકો સાગરગીત ઉપાડે છે.

**બાલિકાઓ** : ગીત

વીરના મહેલ મહાસાગરને કાંઠડે
મોતીડે કાંગરા મલકતા જી રે,
મોજાંનાં ફીણ રોજ ફાળભરી ધૂઘવે
સૂરજનાં તેજમાં ઝબૂકતાં જી રે.

વીર તો હીંચેછ નિત્ય વાદળીને હીંચકે
વીજળીનો વેગ ભરી ઉછળે જી રે.
ઈન્દ્રનું ધનુષ્ય એક આંગળીએ ઊંચકે
ધરતીના ખંડ-ખંડ ધ્રૂજવે જી રે.

વીરાનાં હાસ્ય ઝીલી ચળકે છે ચંદ્રમા
ઊઘડે આકાશ લાખ ફૂલડે જી રે.
હું યે ઊઘાડું આજ અંતરનાં બારણાં
વીરને વધાવું લાખ વારણે જી રે.

[ ગીત પૂરું થાય છે ત્યારે મછવો વાસવને લઈને અદૃશ્ય થયો હોય છે. રાત્રિના ઓછાયા જેવો પડદો ધીમે ધીમે ઊતરે છે.

## દર્શન બીજું

**સાગર તળિયે નાગકન્યાનો એકાન્ત મહેલ :** ચારે કોર અનેકરંગી મોતીનાં તોરણ પવનમાં તરતાં હોય તેમ ટીંગાય છે. નિલમના પથ્થરમાંથી કોતરી કાપ્યું હોય એવું એક અત્યંત રમણીય સિંહાસન ગોઠવાયું છે. તેના પર દરિયામોજાંની ઓઢણી પહેરીને નાગકન્યા બેઠી છે. એના રૂપાળા પગ નીચે ગોમતી-ચક્ર મૂક્યું છે. એની ચાર સહિયરો-સલિલા, સુવર્ણા, માલિકા ને પલ્લવી-રંગીન માછલીઓને પકડવામાં તલ્લીન બની ગઈ હોય છે. દોડતી દોડતી સૌ ગાય છે.

સહિયરો : ગીત

મીઠી ફરે છે આજ ચમક વસંતની,
ફૂલડાં વેરે છે મીઠી ભભક વસંતનીઃ
કુંજો એ વસંતની
ગુંજો એ વસંતની
મીઠી ફરે છે આજ ચમક વસંતની.

સંધ્યાએ કસાનો ખેંચી રંગની વસંતની,
નિશાને અંબોડે બેઠી ચંદની વસંતનીઃ
વાદળી વસંતની
તારલી વસંતની
મીઠી ફરે છે આજ ચમક વસંતની.

નેપથ્યમાંથી :

આભમાં ઊગીને ચાંદો ધરતીને હરખાવે નિત
ધરતીની વસંત કેવાં આપણને ગવડાવે ગીત?

સહિયરો :

ધરતી ઓઢે રૂપાળી ઓઢણી વસંતની,
ફૂલેફૂલે પરાગની પોઢણી વસંતની
પાંખડી વસંતની
આંખડી વસંતની
મીઠી ફરે છે આજ ચમક વસંતની.

હોઠે અમી ભરેલી અંજલિ વસંતની
ગાલે લાલી ભરી ગુલાબની વસંતની
મંજરી વસંતની
મોહની વસંતની
મીઠી ફરે છે આજ ચમક વસંતની.

[ કંઈ ન ગમતું હોય તેમ નાગકન્યા આસન પરથી ઊભી થઈ જવાની તૈયારી કરે છે. સહિયરો એને વીંટી લે છે.

સુવર્ણા : અમારું ગીત તમને નથી ગમતું રાજકુમારી ?

સલિલા : એમને આજે અચાનક કાંઈક યાદ આવી ગયું લાગે છે.

[ સૌ હસે છે.

નાગકન્યા : મને કશું ગમતું નથી. તમારાં વસંતગીતમાં રૂપ છે, રંગ છે, સુગંધ નથી. બાપુજીની જોડે હું એક સાંજે મૃત્યુ-લોકની સપાટી પર ફરવા ગઈ હતી. (ઉલ્લાસમાં) રત્ન જડયાં હોય તેવા આકાશમાં તારા ટમટમતા હતા. અહીં પાતાળલોકમાં સમુદ્ર ડાહ્યો ડમરો થઈ ઊંઘ્યાં કરે છે. પૃથ્વીની સપાટી પર ફીણા પછાડી પછાડી એ એવું તો મજાનું ગાય છે ! સીધો:

૧૬૬૫૧

અંતરમાંથી વણી આવતો હોય એવો ધેરો ધેરો એનો સંગીત-પ્રવાહ રાત્રિને પણ રડાવે છે.

**પલ્લવી** : તમે જ્યારે ત્યારે તારા, પૃથ્વીની સપાટી અને માનવીની જ વાતો કર્યા કરો છો. બાપુજીને એવી વાતો મુદ્દલે ય ગમતી નથી. એ તમે જાણો છો ?

**નાગકન્યા** : બાપુજીને ગમે એવું બોલવા કે સાંભળવા હું કાંઈ બંધાયેલી નથી.

**માલિકા** : પણ રાજકુમારી, બાપુજી આ બધું–

**નાગકન્યા** : ગભરાયા વિના એમને જઈ કહેવું હોય તેટલું કહેજો. (ટટાર થઈ) આ બંધ પાણીમાં પૂરાઈ રહીને હું ચીંથરાની ઢીંગલી બની ગઈ છું.

[ પંદર-વીસ સોનેરી માછલીઓ હરખાતી હરખાતી તીરની જેમ ઊંચે ને ઊંચે જતી દેખાય છે.

આ નાનકડી માછલીઓ પણ કેટલા હરખથી સાગરની સપાટી પર જઈ રહી છે ? હમણાં પહોંચી જશે, પર્વત જેવડાં ઊંચાં મોજાંની ઉપર સહેલ કરવા. મોં ઊંચું કરીને માપી ન શકાય એવડા વિરાટ આકાશની નિલઘટા પીધા જ કરશે. વેંતવેંત જેવડાં ગગનપક્ષીઓ જોવાં, ન સમજાય છતાં મીઠી લાગે એવી લાંબી સ્વરધારામાં તલ્લીન બની જવું, વનવનની સુગંધીઓમાં વસવું, આ બધું જીવનને ધન્ય કરનારું નથી સુવર્ણા ? સૂરજનાં કિરણે પાતાળની રજ રંગાય છે ત્યારથી માંડી, રાત્રિના પડછાયા સુધી હું એ પ્રદેશને જ ઝંખ્યા કરું છું. હું સ્વપ્નાંમાં પણ ધરતીની માટીને ચૂમ્યાં કરું છું. રૂપેરી વાદળીઓ પર થઈને સંધ્યા સાગરમાં નહાવા ઊતરી એ દશ્ય

મારાથી ભુલાતું જ નથી. પિતાજી સાથે ન હોત તો હું એ સુવર્ણાંગીને એટલું તો જરૂર પૂછી લેત કે 'બ્હેન, અફાટ પટ વિસ્તર્યા આકાશમાં તારું રહેઠાણ છતાં તું ધરતીને ખોળે રમવા શા માટે આવે છે ?'

[ નેપથ્યમાંથી ચારુતા ગાતી ગાતી આવે છે.

**ચારુતા :** ગીત

**માનવકન્યાને ગમે સાગરનાં સોણલાં**
**સાગર કન્યાને ગમે ધરતી રે, લોલ !**
**માનવકન્યાને નિત્ય મોતીની ઝંખના,**
**સાગરિકા મોતીશું રમતી રે, લોલ !**

**પ્હેલી ઓઢે છે ચંદ્રતારાની ચૂંદડી,**
**બીજીને મોતીની માળા રે, લોલ !**
**પ્હેલી કે'વાય જગતવાડીની પંખિણી,**
**બીજી ગણાય દેવબાળા રે, લોલ !**

**નાગકન્યા** (વચ્ચે) : જુઠું, સાવ જુઠું !

**પ્હેલીમાં પૃથ્વીના પ્રાણની પરાગ ભરી,**
**બીજીને કરમે ભોંયતળિયું રે, લોલ !**
**પ્હેલીને સાગરમાં રમવાની હોંસ ઘણી,**
**બંનેમાં કહે, કોણ બળિયું રે, લોલ !**

**ચારુતા :** આવું બોલીને તો તમે સાગરના મોતીમહેલનું જગતની દૃષ્ટિએ આકર્ષણ ઓછું કરો છો.

**નાગકન્યા :** મારી દૃષ્ટિએ પણ મને કોઈ પ્રત્યે પક્ષપાત નથી. અનુભવું છું એવું ગાઉં છું.

**ચારુવા** : રોજની દસ-પંદર મુઠ્ઠી મોતીની આપણે જલહંસોને ખવડાવીયે છીએ. પૃથ્વીના બજારે એક મોતીના વેચાણમાંથી પાંચ માણસો ખરીદી શકાય છે.

**જલચરી** (પ્રવેશ કરીને) : મોતીની છીપલીઓ વીણતા એક માનવીને અમે અહીં પકડી આણ્યો છે.

[ બીજી ચાર જલચરીઓ વાસવને નાગપાશથી જકડી નાગ-કન્યા સમક્ષ લાવે છે. નાગકન્યા એને જોઈ આસન ઉપરથી નીચે ઊતરી પડે છે.

**નાગકન્યા** : કોણ છે આ પુરુષ ?

[ વાસવ નીચું જુએ છે.

**જલચરી** : તમારા ગુપ્ત રત્ન ભંડારમાંથી નીકળતાં જ પકડાયા છે બાઈસાહેબ, એની હાથ ખલેચીમાં તો જુઓ, કેવાં કેવાં રત્નો ચોર્યાં છે એણે.

[ *વાસવની નજર તિલસમના બાજઠ અને નીચે પડેલા ગોમતી-ચક્ર પર સ્થિર બને છે.*

**નાગકન્યા** ( વાસવને જોઈ, મનમાં ): મૃત્યુલોકમાં યે કેવા રૂપાળા પુરુષો જન્મે છે ! ( પ્રગટ ) વારુ, વારુ, એમને બંધન મુક્ત કરો. હું તપાસ કરાવ્યા પછી શિક્ષાનું ફરમાવીશ.

**જલચરી** : પણ રાજકુમારી, એને છુટ્ટો કરશો તો હમણાં છટકી જશે. પ્રકાશના વેગથી એ પાણી કાપે છે.

**નાગકન્યા** ( મનમાં ) : નાગપાશથી યે વધુ જલદ એવો મોહપાશ મારી કને છે પછી એ ક્યાં જશે ? (પ્રગટ) ભો છટકી જતો. તરનારનું એવું અદ્‌ભુત કૌશલ જોઈને તો આપણે હરખાવું જોઈએ

[ જલચરીઓ વાસવને છુટ્ટો કરે છે. અને સૌ ધીમે ધીમે જતી રહે છે.

(વાસવ નજીક જઈ) બેચાર મોતીની છીપો કે થોડા ઘણા ચળકતા પથ્થર માટે, અજાણ્યા પુરુષ, અહીં મૃત્યુની ચીચિયારીઓ વચ્ચે અવાય ખરું ?

[ વાસવ એકાગ્રપણે પેલા ગોમતી-ચક્રને જોઈ રહ્યો છે.

( તેના અંતરના ભાવને સમજી ) આ નિલપદ્મનું આસન અને ગોમતી–ચક્ર અત્યાર સુધીમાં તને ક્યાંય જોવા નથી મળ્યાં, માનવી ?

**વાસવ** : બરાબર યાદ નથી આવતું રાજકુમારી, પણ કમળની પાંદડીઓ પર ધનુષ્યનો પડછાયો પડે છે ત્યારે, અથવા મોરપિચ્છના વીંઝણામાં ચંદ્રિકા રૂપ જોવા આવે છે ત્યારે આવી જ બેનમૂન રંગપૂરણી પૂરાઈ જાય છે. (ઇચ્છાપૂર્વક) આ નિલપદ્મ અને ગોમતી–ચક્ર એ રંગોની સરખામણીમાં કાંઈક ઝાંખાં પણ ખરાં !

[ નાગકન્યા હેબતાઇ જાય છે.

**નાગકન્યા** (હોઠે આંગળી મૂકી) : કમળની પાંદડીઓ, મેઘધનુષનો પડછાયો, મોરપિચ્છનો વીંઝણો અજાણ્યા પ્રવાસી ! અમારા રત્નભંડાર કરતાં તમારો રંગભંડાર વધુ વૈભવવંતો છે એમ ?

**વાસવ** : એ તો કોણ જાણે, પણ આ નિલપદ્માસન અને ગોમતી–ચક્રની રસભરી વાતો કરનારા અમારે ત્યાં છે. રાજકુમારી, તમારી આ અલૌકિક રત્ન સમૃદ્ધિની આસપાસ અમે માનવીઓએ બહુ સુંદર ઈતિહાસ પણ ગૂંથ્યો છે.

**નાગકન્યા** : ઇતિહાસ ગૂંથ્યો છે ? આ તો નવાઈની વાત !

( કરગરતી ) પ્રવાસી ! કહો તો ખરા, એ ઇતિહાસમાં માનવીઓએ અમારી નિંદા કરી છે કે પ્રશંસા ?

**વાસવ** : પ્રશંસાના મહાસાગરમાં નિંદાનાં બે ચાર બિંદુઓ છે ખરાં, પણ એ તો નહિ જેવાં. એ પ્રશંસાથી આકર્ષાઈને તો હું જીવનને જતું કરવા અહીં આવ્યો છું.

**નાગકન્યા** : હવે તમારે એવો ભય રાખવાની જરૂર નથી. ( નજીક સરતી ) એ રસભર્યા ઇતિહાસની રૂપરેખા મને કહેશો તો હું તમારો આભાર નહિ ભૂલું.

[ નાગકન્યા ફરી નિલપદ્માસન ઉપર બેસે છે ને વાસવનો હાથ પકડી તેને પણ પોતાની અડોઅડ બેસાડે છે. પેલો સહિયરપરિવાર અચંબાથી બંનેને જોઈ રહે છે.

**વાસવ** : અમારા કલ્પનાસાહિત્યમાં તમારું સ્થાન બહુ ઊંચું છે રાજકુમારી, અમારા કથાનાયકો—

**નાગકન્યા** (વચ્ચે): હું પ્રસ્તાવના કે ઉપોદ્‌ઘાતની રસિયણ નથી.

**વાસવ** : વર્ષો પહેલાં મહાસાગરને તળિયે એક નાગકન્યા રહેતી. સાચાં મોતી જેવું એનું રૂપ હતું. એનાં ઢળેલાં પોપચામાં સૂર્ય-ચંદ્રનું વિરામ સ્થાન હતું. વગરકામે એ ક્યારે ય કશું બોલતી નહિ; એ હસતી ત્યારે રત્નો ખરતાં. એનું પગલે પગલું પવિત્ર મનાતું; આખા પાતાળદેશની એ પદ્મિની હતી. આટલું છતાં તે સુખી નહોતી.

**નાગકન્યા** : એના જીવનમાં એવી કઈ ઊણપ હતી ?

**વાસવ** : એને કુમારીમાંથી પત્ની થવાના કોડ જાગ્યા હતા. પણ પાતાળ દેશમાં એને યોગ્ય કોઈ પુરુષ નહોતો. એવામાં અમારા મૃત્યુલોકમાંથી એક રાજકુમાર ત્યાં રખડતો રખડતો જઈ ચડ્યો—

**નાગકન્યા** (હર્ષોન્માદમાં) : જેમ તમે અહીં આવી ચડ્યા છો.

[ બંને હસે છે. પેલો સહિયરપરિવાર ગંભીર બને છે.

**વાસવ** : રાજકુમારને જોઈને નાગકન્યા સુધસાન ખોઈ બેઠી.

**નાગકન્યા** (મનમાં) : આ તો મારા મનની વાત કહેતા લાગે છે. (પ્રગટ) પછી તો એ નાગકન્યા રાજકુમારને પરણી ગઈ હશે.

**વાસવ** : એમ જ બન્યું. માબાપની અવગણનાની ઉપરવટ જઈને એણે મનનું ધાર્યું કર્યું. કારણ કે એને મૃત્યુલોકની તૃષા જાગી હતી.

**નાગકન્યા** : તમારા મૃત્યુલોકમાં એવું તે શું ભર્યું છે પ્રવાસી, કે મને પણ વારે ઘડીએ ત્યાં આવીને વસવાનું મન થાય છે!

[ વાસવ આશ્ચર્ય પામ્યો હોય તેમ ઊભો થઈ જાય છે.

**વાસવ** : તમને ? અહીં શી ખોટ છે, રાજકુમારી ?

**નાગકન્યા** : નિલપદ્મનાં આસન પર આળોટતી આળોટતી હું એ જ વિચાર કર્યા કરું છું કે મને અહીં શી ખોટ છે ? જમવા માટે ભાતભાતની વાનીઓ મળે છે. પહેરવા–ઓઢવા માટે વસ્ત્રાભૂષણોનો પાર નથી. સેવામાં પાતાળનો આખો કન્યાપરિવાર હાજર હોય છે. છતાં અંતરમાંથી કોઈક ધક્કા મારે છે. 'તું મૃત્યુલોકમાં જા !' જ્યાં સૂર્ય સુવર્ણરંગે નિત્ય સૃષ્ટિને રંગે છે. ચંદ્રની કૌમુદી જ્યાં રજનીને અલંકારો પહેરાવે છે. જ્યાં ધૂળની ચપટી માટે પણ પ્રેમ છે. પતંગિયાની પાંખો જોઈને જ્યાં માનવીના અંતરમાં કવિતા જન્મે છે. અન્નનાં એકાદ બે બીજમાંથી આખો વગડો ધાન્યથી છલકાઈ જાય છે. જ્યાંનાં પશુઓ માનવીની ભાષા સમજે છે. માનવીઓ દેવતાથી

યે વધુ પૂજ્ય હોય છે. (ગળગળી થઈ) પ્રવાસી, મને એ સુધા-રસભરી તમારી પ્રેમભૂમિ જોવાની લગની લાગી છે.

વાસવ (હેબતાઈ) : રાજકુમારી ! રાજકુમારી !

નાગકન્યા : મારી મહત્ત્વાકાંક્ષાને બાળકની હઠ ન ગણશો પ્રવાસી ! તમે ના કહેશો તો યે હું તમારી વાંસે વાંસે ચાલી આવીશ. મને તમારી જોડે આવેલી જોઈને તમારાં ભાઈભાંડુ કેટલાં રાજી થશે !

વાસવ : નિલપદ્મનાં આસન માટે ઝંખતી પદ્મા તો બહુ જ રાજી થશે.

નાગકન્યા : તમારાં બીજાં ભાઈબહેનોએ બીજું શું શું મંગાવ્યું છે ?

વાસવ : વચલી બહેને પોખરાજની પાસાદાર ચોકડીઓનું કહ્યું છે. ગોપે મંગાવી છે મોતીથી છલકાતી છીપલીઓ ને ગોવિંદે ઘેરા સાદે ગાજતો શંખ.

નાગકન્યા : બસ, આટલાં જ વાનાં ?

વાસવ : ને અમારાં પાડોશી ગોદાવરીમાએ મોતીના પારા સાચવવા માટે જલકોડી મંગાવી છે.

નાગકન્યા : બિચારાં ડોશીમા.

વાસવ : એ ડોશીમાની સૌથી નાનકડી દીકરી ગોમતીએ એક એવી જણસ મંગાવી છે રાજકુમારી, કે—

નાગકન્યા : કઈ જણસ મંગાવી છે ગોમતીએ ?

વાસવ (અચકાતો) : ગોમતીએ ગોમતી–ચક્ર મંગાવ્યું છે રાજકુમારી.

[ આખો સહિયરપરિવાર પંખીના ટોળાની જેમ આગળ આવે છે. રાજકુમારી સ્પષ્ટ રીતે ધ્રૂજી ઊઠે છે.

**સુવર્ણા** (યાચતી હોય તેમ): આખો રત્નભંડાર જોઈતો હોય તો લઈ જજો પણ ગોમતી-ચક્રને હાથ લગાડશો મા.

[ વાસવ આશ્ચર્યમૂઢ બની જોઈ રહે છે.

**સલિલા** : રાજકુમારીને તમારી જોડે આવવું હોય તો ભલે આવે પ્રવાસી, પણ ગોમતી-ચક્ર તો અહીં જ રહેશે.

**નાગકન્યા** (કરગરીને) : ગોમતી-ચક્રને બદલે નિલપદ્મનાં બે આસન વધારે અપાવું તો ?

**વાસવ** : એ વૃદ્ધ ડોશીમાની માંદી કન્યા ગોમતી-ચક્ર વિના તરફડીને મરી જશે.

**માલિકા** : એક કન્યા મરશે એમાં પૃથ્વી પર અંધારું નહિ થઈ જાય અને મહાસાગરની તેજોમય પગદંડી જેવું ગોમતી-ચક્ર જશે તો તો...

**નાગકન્યા** : તો તો શું થશે માલિકા ?

**માલિકા** : આખો પાતાળ દેશ અંધકારમય થઈ જશે.

**પલ્લવી** : અને તે પછી મૃત્યુલોકનું એક માછલું પણ અહીં નહિ પ્રવેશી શકે.

**નાગકન્યા** (રડવા જેવી થઈ) : તો તો અનર્થ થઈ જશે પ્રવાસી, તમે ગોમતીને એટલું નહિ સમજાવી શકો ?

**વાસવ** : મેં એ કન્યાને વચન આપ્યું છે રાજકુમારી, હું ગોમતી-ચક્ર લીધા વિના પાછો નહિ ફરું.

**નાગકન્યા** : હું તો મૃત્યુલોકની મોહિનીમાં એ દુ:ખ ભૂલી જઈશ પ્રવાસી, પણ અંધકારથી ભરેલો પાતાળલોક પ્રકાશ વિના એક પળ પણ કેવી રીતે જીવશે ?

**વાસવ** : એ જાણ્યા પછી તો ગોમતી–ચક્ર પ્રત્યેનું મારું આકર્ષણ બેવડાયું છે. (હાવકાઈથી) એ પ્રકાશની કેડીએ કેડીએ અનેક જુવાનજોધ મરજીવા સમુદ્રનાં અતાગ પાણી કાપીને અહીં પ્રવેશે છે. મૃત્યુની ભીષણતા જ્યાં અવિરામ નૃત્ય કરે છે એવા તમારા રત્નભંડારમાંથી રત્નની મુઠ્ઠી ભરીને નિજ વતનમાં પાછા ફરનારા બીજા અનેકને અહીં આકર્ષી લાવશે ને તમારી ગુપ્તસૃષ્ટિનો સંદેશો ધરતીને ખૂણે ખૂણે પહોંચાડશે.

[ વાસવ નીચો નમી ગોમતી–ચક્રને ઊચકી લે છે. આખો સહિયરપરિવાર પંખીની જેમ અલોપ થઈ જાય છે. વાસવ જવાની તૈયારી કરે છે.

**રાજકુમારી** : ઓ પ્રવાસી, મને તમારી સાથે લઈ ચાલો.

**વાસવ** : મેં સાથે આવવાની ક્યારે ના કહી રાજકુમારી, પણ એટલું ભૂલશો મા. સમુદ્રની સપાટી ઉપર આવ્યા પછી પાતાળનો માર્ગ નામશેષ થઈ જશે એટલે તમે પાછાં આ ભૂમિનાં દર્શન કરી શકશો નહિ. તમારે માનવીની જોડે જીવનગાંઠ બાંધવી પડશે.

**રાજકુમારી** (તૈયાર થતી) : અહીંના અંધકારમાં પૂરાઈ રહી દેવતા ગણાવા કરતાં માનવીની ઝૂંપડીનો પ્રકાશ મને વધુ વહાલો લાગશે પ્રવાસી, હવે ચાલો.

[ વાસવ નાગકન્યાનો હાથ પકડી સોનેરી જળમાં ઊંચે ને ઊંચે ચડવા માંડે છે. નેપથ્યમાંથી ગીત આવે છે.

**નેપથ્યમાંથી** : ગીત

'માનવપંખીને આજ–
સાગરને તળિયેથી મોતીનું ગીત મળ્યું,
પ્રીતિનું ગીત મળ્યું.

તરતી આશાનું વિશ્વ ભરતું સંગીત મળ્યું,
જીવનસંગીત મળ્યું.
માનવ પંખીને આજ.

નાગકન્યા :

ધરતીની વીણા જ્યારે ગાતી વસંતગીત
સાગરનું હૈયું પણ નાચી રહેતું ખચીત;
જલના બિંદુને આજ ચંદ્રિકાનું સ્મિત મળ્યું
ધરતીનું ગીત મળ્યું:

નેપથ્યમાંથી :

કલ્પનાની નગરીમાં આસન અજીત મળ્યું,
માનવપંખીને આજ.

[ વાસવ અને રાજકુમારી દષ્ટિમર્યાદામાંથી દૂર જતાં રહ્યાં હોય છે. આખો ખંડ અંધકારથી ભરાઈ જાય છે.

## દર્શન ત્રીજું

**પહેલા દર્શનમાં હતો એ જ સાગરકિનારો :** ઉષા ઊગતી આવે છે. પવન ધીમે ધીમે સાગરનાં પાણીને હીંચોળતો હોય છે. મોજાંના ઉછાળામાં ગર્જન નથી. માતા હાલરડું ગાતી હોય એવો મીઠો અવાજ પથરાયા કરે છે. કિનારાની રેતી ઉપર ઊભા ઊભા ગોપ અને ગોવિંદ એક બીજાને ખભે હાથ રાખી દૂર દૂર જોઈ રહ્યા છે. પદ્મા ગાતી ગાતી આવે છે.

પદ્મા : ગીત

શત્રુનાં સૈન્ય મહાસાગરશાં ઊમટે
શૂરાનું સૈન્ય ધીમું સંચરે જી રે;

શત્રુનાં લાખ શસ્ત્ર આકાશે ઊછળે
શૂરા ઝીલે છે એને અંતરે જી રે.

[ સામેથી અનામિકા ગાતી ગાતી પ્રવેશે છે.

અનામિકા :

થનગનતી ઘોડલીને વાયુશી વીંઝતા
તલવારે વીજળી ઝબૂકતા જી રે;
ભાલાની અણીએ વીર ભરતા આકાશને
શોણિતે ધરતી ભીંજવતા જી રે.

[ બાજુમાંથી ગોમતી નાચતી ગાતી આવે છે.

ગોમતી :

શૂરાના મ્હેલ શોણિતસાગરને કાંઠડે.
પલકે ઉષાને તેજતોરણે જી રે;
કીર્તિનાં ગીત નિત પૃથ્વીને પાટલે
લખશે અરુણ એનાં કિરણે જી રે.

ગોવિંદ : જો, જો અનામિકા, સામેથી હોડી જેવું કાંઈક આવતું દેખાય છે.

અનામિકા (જોઈને) : એ તો ઘોડામચ્છનો ફૂંફાડો છે ગોવિંદ, તોફાને ચડે છે ત્યારે એ મચ્છ વહાણની જેમ ઊંચો થઈ ખૂબ જોરથી પાણીપર પછડાય છે ને આખા સાગરને હંફાવી મૂકે છે.

ગોપ : ને ભાઈની હોડી એમ ધીમેધીમે ચાલતી નહિ આવે. એ તો તીરની જેમ પાણીને કાપતી દોડતી આવશે.

પદ્મા : ને આ વખતે તો હોડીમાં ભાર પણ કેટલો બધો હશે !

ગોમતી : તારું નિલપદ્માસન તો કેમે કર્યું ઊંચકાતું જ નહિ હોય.

**પદ્મા** : તેં ગોમતી-ચક્રની હઠ ન કરી હોત તો ભાઈ ક્યારના ઘેર આવી ગયા હોત. ખરું ને અનામિકા !

**ગોમતી** : ગોમતી-ચક્રની હઠ કાંઈ મેં નહોતી કરી, ભાઈએ પોતે જ કહ્યું હતું કે મોતીથી યે બહુમૂલ્યવાન એવું એ ચક્ર હું જરૂરાજરૂર લેતો આવીશ.

**પદ્મા** (ચીડાવતી) : અને ભાઈ એ નહિ લઈ આવે તો ?

**ગોમતી** : મને કશો હર્ષશોક નહિ થાય. તમારી વસ્તુઓ જોઈને હું મન વાળી લઈશ પદ્મા બહેન !

[ પદ્મા ગોમતીને ગોદમાં લઈ પંપાળે છે.

**પદ્મા** : કોઈ ચીડાવે ત્યારે પણ તને ક્રોધ નથી ચડતો નાની બેન ?

**ગોમતી** : હું મનને શા માટે ઓછું મનાવું ? મને તો ભાઈ ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે. આપેલું વચન કદી મિથ્યા કરે નહિ. જો જો તો ખરાં પદ્મા બહેન ! ભાઈ મંગાવ્યા ઉપરાંત પણ બીજી અનેક ચીજો સાથે લેતા આવશે.

[ દૂર ક્ષિતિજમાં હોડી જેવું આવતું કંઈક દેખાય છે. બાળકો એ દિશા ભણી જોવામાં તલ્લીન બની જાય છે. ઘડી ઉપર ચડતી, ઘડી અદૃષ્ય બનતી વાસવની કહ્યાગરી હોડી ઝપાટાબંધ આવતી દેખાય છે. બાળકો આનંદની કીકીઆરી કરી મૂકે છે.

**પદ્મા** : હું નહોતી કે'તી અનામિકા, એ ભાઈની જ હોડી છે.

**અનામિકા** : ઘોડામચ્છની જેમ કેટલી ઝડપથી ઊડતી આવે છે ? ભાઈ આપણને જોઈને એવા તો હરખાશે !

**ગોમતી** : ને ભાઈને જોઈને આપણે હરખાશું.

ગોપ (ચમકી) : પદ્માબહેન ! પદ્માબહેન ! તમે બીજું કાંઈ જોયું ?

પદ્મા : ના, શું ?

ગોપ : હોડીમાં ભાઈની પડખે એક કન્યા પણ બેઠેલી દેખાય છે. તડકામાં એના સોનેરી વાળ કેવા હસી રહ્યા છે !

[ બધાં આશ્ચર્યમૂઢ બની જોઈ રહે છે.

ગોમતી : પાતાળમાં જઈને ભાઈ પરણી આવ્યા કે શું ?

અનામિકા (નાકે આંગળી મૂકી) : ચૂપ–ચૂપ કોઈ કશું બોલશો મા, હં. જુઓ બંને હોડીમાંથી નીચે ઊતરે છે.

[ હોડી રેતી નજીક લાવી વાસવ અને નાગકન્યા નીચે ઊતરે છે. વાસવ હાથખલેચીને એક ખભે ભરાવે છે, અને નિલપદ્માસનને બીજે ખભે ગોઠવે છે. નાગકન્યા ગોમતીચક્રને ઊચકી તેની પાછળ ચાલે છે.

વાસવ (નજીક આવી) : બધાં હાજર થઈ ગયાં છો ને શું ?

બધાં : મોટાભાઈ !

[ સૌ વાસવને ઘેરી વળે છે. નાગકન્યા સંકોચાઈને દૂર ઊભી રહે છેઃ વાસવ સામાન ખભેથી નીચે ઉતારે છે. છોકરાં-છોકરીઓ આઘાં ખસી નાગકન્યાને ટગર ટગર જોઈ રહે છે.

વાસવ : સમુદ્રને તળીએથી એક મહેમાનને પણ સાથે તેડતો આવ્યો છું.

પદ્મા (અચકાતી) : મોટાભાઈ, તમારી સાથે આ બીજું કોણ આવ્યું છે ?

[ નાગકન્યા ખડખડાટ હસી પડે છે.

વાસવ : ઠેઠ પાતાળલોકમાંથી આપણી જોડે રહેવા આવ્યાં છે.

(હસીને) પાતાળની રાજકુમારી આપણી જોડે ખાય, પીએ, રમે એ તમને ગમશે ખરું ?

[ સૌ આનંદમાં નાચી ઊઠે છે.

**બધાં** : જરૂર ગમશે મોટાભાઈ !

**ગોવિંદ** : સાચાં મોતી જેવું એમનું રૂપ છે.

**અનામિકા** : પોખરાજની જ બનાવી હોય એવી પાણીદાર એમની આંખો છે.

**ગોપ** : માછલીઓના તરવરાટ જેવો એમનો કંઠ કેટલો ગતિમાન છે ?

**પદ્મા** : નિલપદ્માસન પર બેસી બેસીને એમના શરીરની માંડણી કેટલી મોહક બની છે ?

**ગોમતી** : એમના પગ ઉપર, હાથ ઉપર, લલાટ ઉપર ગોમતી-ચક્ર જેવા રંગો ચિતરાયા છે. આવી રાજકુમારી કોને ન ગમે મોટાભાઈ ?

[ નાગકન્યા નજીક આવે છે.

**નાગકન્યા** : પૃથ્વીની સુગંધીએ તો ક્યારની મને પોતાની પૂરી કરી લીધી છે. પ્રભાતનાં કિરણે કિરણે મને આવકાર મળ્યો છે. પવન તો મારા સોનેરી વાળને સ્પર્શી સ્પર્શીને કિલકિલાટ હસી રહ્યો છે. (હાથ પહોળા કરી) અને તમારાં પ્રશંસાપુષ્પોએ મને આનંદની સમાધિમાં લીન કરી દીધી છે. અહીં આવો હું તમને કાંઈક આપું.

[ બાળકો નાગકન્યાને વીંટાઈ વળે છે.

**અનામિકા** (પોખરાજની ચોકડીઓ ઉપાડી) : મને રંગરોગાન વગરના પોખરાજ પહેરવા બહુ જ ગમે છે રાજકુમારી !

ગોવિંદ (છીપલીઓનો ખોબો ભરી) : આપણારામ તો મોતીભરેલી છીપલીઓ સિવાય બીજું કશું લેવાના જ નહિ.

ગોપ (શંખને શોધતો) : પેલા પર્વતગિરિની જેમ મોં ઊંચું કરીને હું તો શંખ વગાડયા જ કરીશ ને કૈલાસપતિને જગાડીશ.

પદ્મા (નિલપદ્માસનને વળગી) : મને જોઈતું હતું તે મળી ગયું.

[ બધાં નિજ નિજની વસ્તુઓ ઉપાડી ગયા પછી ગોમતી-ચક્ર તખ્તાની વચ્ચે ચંદ્રનો કકડો પડયો હોય તેમ પડયું છે. નાગકન્યા અને ગોમતી ઊભાં ઊભાં એને અત્યંત પ્રેમથી જોઈ રહ્યાં છે.

નાગકન્યા : જેના વિયોગે સાગરનું તળિયું પ્રકાશ વિહોણું બની ગયું, પાતાળની પગદંડી ભુંસાઈ ગઈ, મને માનવીની વચ્ચે આવીને જીવવાનું ગમ્યું એવા ગોમતી-ચક્ર ઉપર કોની આંખો ઠરી છે, કન્યાઓ ?

ગોવિંદ
ગોપ
અનામિકા : ગોમતીની, ગોમતીની.
પદ્મા

[ ગોમતી સંકોચપૂર્વક નજીક આવી ઘૂંટણીએ બેસી ગોમતી-ચક્રને હળવેથી ઊંચકી હૈયાસરસું ચાંપે છે.

ગોમતી (દયાર્દ્ર આંખે) : એ તમામ પરિતાપ, સંતાપ, આનંદનું મૂળ હું છું રાજકુમારી !

[ નાગકન્યા ગોમતીને ઉમળકાથી ગોદમાં છુપાવી દે છે. લાકડીને ટેકે ધીમે ધીમે પગલાં ભરતાં ગોદાવરીમા પ્રવેશે છે.

ગોદાવરી (આંખ પર હાથનું છજું ધરી) : ગોમતી, બેટા, મોટો ભાઈ આવી ગયો ?

[ ગોમતી દોડીને ગોદાવરીમાને વળગી પડે છે.

**ગોમતી** : હા, હા, માડી ! મોટાભાઈ આવ્યા અને ભાભીને પણ લાવ્યા.

[ સૌ ખડખડાટ હસી પડે છે. વાસવ અને નાગકન્યા એકમેક સામે જુએ છે ને શરમાય છે. બાળકો આનંદમાં આવી ગીત ઉપાડે છે.

**બાલિકાઓ** :

પાણીના મ્હેલમાંથી આવી એક પદમણી
મોતીનાં લૂમખાં લાવી રે લોલ !
એક એક મોતીમાં ચંદ્રિકાનું રૂપ વસ્યું
મોતીમાં ચંદ્રી ક્યાંથી આવી રે લોલ !

સાગરમાં ડૂબી ચંદ્રી, પદમણીને જોતી નિત્ય,
રજનીથી શ્યામ થતી ‘ કાયા ધોતી ’તી નિત્ય:

**નેપથ્યમાંથી** :

નિત્ય નિત્ય એજ દૃશ્ય, એજ રૂપમાલિકા
રૂપ જોઈને બળે છે પેલી તેજ બાલિકા;
બળી બળી–રડી પડી
લોચનો થકી ખરેલ અશ્રુબિંદુઓ
પદ્મિની કને જઈ રહ્યાં દડી–દડી
મોતી અંતરે વિચારતાં, વિમાસતાં
આપણે હઈશું અશ્રુબિંદુ ચંદ્રિકા તણાં ?

**બાલિકાઓ** :

વન વનના વાયરાને પૂછે છે પદમણી,
ભીની આંખોને જુઓ લૂછે છે પદમણી;

સાગરકાંઠાની જેઓ છીપલીઓ વીણનાર,
તેની જોડે તું કેમ રમશે રે લોલ?
રત્નોમાં રમનારી રાજનીકુમારી તને,
ધરતીની ધૂળ કેમ ગમશે રે લોલ?

નાગકન્યા :

પાંદડીએ પાંદડીએ ઝાકળનાં મોતી ઝૂલે,
ફૂલની પરાગે મને બાંધી રે લોલ!
ધરતીએ માતાનાં હેતથી બોલાવી મને,
ધૂળમાંથી રતનરેખ લાધી રે લોલ!

બાલિકાઓ :

રજનીનાં સ્વપ્નમાં ભૂલી પડેલ ભોમકા
ઉષાને અજવાળે આવી રે લોલ!
સાગરના મ્હેલની તું સાચી એક પદમણી
જીવનનું સાચું મોતી લાવી રે લોલ!

[ સોનેરી પ્રકાશ તખ્તાને ભરી દે છે.

[ પડદો.

# પરિશોધ

## પાત્રો

| | | |
|---|---|---|
| વાસંતી | પાનખર | ફૂલકન્યાઓ |
| કુંજકન્યા | પાંદડી | પનિહારીઓ |

---

**નોંધ** : પહેલીવાર ત્રીસેક જેટલી બહેનોના સહકારથી તા. ૪ અને ૫ ફેબ્રુઆરી ૧૯૩૯ ની રાતે કાટ્રકહૉલ ( કરાંચી )માં પૂર્ણ દબદબાથી ભજવાયું. મુખ્ય પાત્રોનાં નામઃ બહેન કુમદ ત્રિવેદી, શાન્તા નાગ્રેચા, માલતી દવે, મેનાબહેન ગણાત્રા, તમામ ગીતોનું સ્વરવિધાન શ્રી. દુર્ગાશંકર ત્રિવેદીએ કર્યું હતું.

[ સળગતું કોડિયું પાલવમાં સંતાડીને, વાસંતી કાંઈક શોધતી હોય તેમ ગાતી ગાતી પ્રવેશે છે.

## પહેલીવાર

વાસંતી : ગીત

કોણે દીઠી એવી અરૂપ-વિરૂપને ?
કોણે દીઠી એવી-
પગલાં પીતાંબરી,
આંખડી આંસુભરી: કોણે૦
છોડની ઢળેલ પાંખો, ફૂલની મીંચેલ આંખો:
તારલા ટીંગાય લાખો શોધી શકે શેણે ?
કોણે૦
કોકિલાની સિતારીએ જાગી ઊઠેલાં વંન !
ક્યાંય દીઠું તમે સૂકેલું એનું વદંન ?
સૂકી ફૂલપાંદડીની
અંજલિભરી જેણે-કોણે દીઠી એવી. ૧

[ વાસંતી કોડિયા સહિત નેપથ્યમાં જતી રહે છે: ત્યાં પાંદડી પ્રવેશે છે.

પાંદડી ( આમતેમ જોઈ ) : ક્યાં સંતાઈ ગયાં બધાં ? જૂઈ, કેતકી, બોરસલ્લી ! આવો, હમણાં અહીં વસંત રમવા આવશે.

ફૂલકન્યા ( પ્રવેશીને ) : ક્યાં છે વસંત ? અહીં તો કોઈ નથી.

પાંદડી : જુઓ, જુઓ સામેથી એ ચાલી આવે.

ફૂલકન્યા ( ગભરાઈ ) : અરે, એ તો પાનખર છે પાનખર. વાસંતીની મોટી બહેન. નાસો, નાસો.

[ બંને જણી ઝડપથી જતી રહે છે. તરત જ પાનખર પ્રવેશે છે. એનું મોં ચીમળાઈ ગયું છે. અંગે કરચલા પડયા છે, હાથમાં થોડીક સૂકી ડાળખીઓ છે.

પાનખર : ગીત

અધૂરાં કોણ ગાશે મારાં ગીત ?
ઝાડે ઝાડે ચડી એકલી રોતી
કૂવે કૂવે ઓશિયાળું મોં ધોતી:
થાકયા જીવથી શે જીરવાશે બહેની વસંતની જીત ?
અધૂરાં કોણ ગાશે મારાં ગીત ?

આમલીને ખોળે કોયલ બેઠી
કોમળ કંઠે કુંજ ગજવતી:
મારાં હૈયાંમાંથી કોણ હરી ગયું ચંદનીઓનું સ્મિત ?
અધૂરાં કોણ ગાશે મારાં ગીત ? ૨

[ પાનખર નીચે મોંએ જતી રહે છે:
ફૂલની સુગંધીમાંથી આવતી હોય તેમ કેટલીક ફૂલકન્યાઓ નાચતી નાચતી પ્રવેશે છે. પ્રત્યેકના હાથમાં ફૂલશણગાર છે.

ફૂલકન્યાઓ : ગીત

ચંદનીઓના તેજચોકમાં ઊતરી તારકતણી જમાત,
ઉત્સવનાં અજવાળાં આજે, આજ વસંતલ દેવપ્રભાત.

મોરપિચ્છના રંગો આવ્યા,
સ્વરના મૂક તરંગો આવ્યા:
સલિલચૂંદડી પર રંગોની ઊડતી કોઈ અજાણી ભાત.

પાંદડીએ પરિમલ ઊડાડી,
કળીએ કળીઓ લેતી તાળી,
સંધ્યાની વેણીમાં કયાંથી આવો નવીન કુસુમની જાત ? ૩

[ કોઈ આવતું હોય એમ ધારી, શાંત ઊભી રહે છે ફૂલ-કન્યાઓ. ખૂબ થાકી ગઈ હોય તેમ ફરી વાસંતી પ્રવેશે છે: પેલું કોડિયું હજી હાથમાં જ છે.

વાસંતી : ગીત

જોને બળે પણે ચાંદની દીવોઃ
દીપ ઝાલી આવે રાતની રાણી,
આગે આગે મારાં પગલાં દોડતાં
શોધવા નૂપુરવાણી.
જોને બળે પણે ચાંદની દીવોઃ

દિનકરતણા અંતિમ શ્વાસે,
દિવસની દોરી ખેંચાઈ જાશે;
તારા વિના કોણ ગીતડાં ગાશે ?
શ્વેતામ્બરા, સાખ, પાનખરા !
જોને બળે પણે ચાંદની દીવો. ૪

[ વાસંતી લમણે હાથ દઇ નીચે બેસી જાય છે. પેલો ફૂલ પરિવાર વધુ નજીક આવે છે.

ફૂલકન્યા પહેલી (નીચે બેઠેલી વાસંતીને જોઈ) : તમે નિરાશ થઈને અહીં કેમ બેઠાં છો બ્હેન ?

ફૂલકન્યા બીજી : ઊંચી રાખેલી હથેળીનું કોડિયું કેટલી જિજ્ઞાસાથી બળે છે ? જાણે હથેળીમાં સૂરજ પ્રગટયો.

**ફૂલકન્યા ત્રીજી** : દીવો લઈને કો'કને શોધવા નીકળ્યાં લાગે છે.

**વાસંતી** (ઊભી થઈ) : શોધવા જ નીકળી છું તો ! મારી મોટી બહેન પાનખરને શોધવા નીકળી છું. ક્યાં ય તમે એને દીઠી ?

**ફૂલકન્યા ચોથી** : પાનખર કોણે નહિ દીઠી હોય ?

**ફૂલકન્યા પહેલી** : પાન ખરી ગયાં પછી જેવું ઝાડ દેખાય એવું એનું રૂપ હતું.

**ફૂલકન્યા બીજી** : સૂક્કાં પાન ખખડે એવું એનું હાસ્ય હતું.

**ફૂલકન્યા ત્રીજી** : વડવાઈઓ જેવા એના કેશ હતા.

**ફૂલકન્યા ચોથી** : બાવળની છાલ જેવાં એનાં વસ્ત્રો હતાં.

**વાસંતી** : હા, હા એ જ, અને એના ખોબામાં કરમાએલાં ફૂલો હશે. આંખોનાં આંસુ ગાલ ઉપર ઠરી ગયાં હશે. શરીરે ઉઝરડા પડ્યા હશે.

**ફૂલકન્યા પહેલી** : હા, એ નિશાની પ્રમાણે જ બરાબર.

**વાસંતી** : તમે એને ક્યાં જોઈ હતી બહેન ?

**ફૂલકન્યા બીજી** : એ તો સરોવરે સરોવરે ભટકતી'તી. કૂવે કૂવે મોં ધોતી'તી. ઝાડવે ઝાડવે ચડીને પાન ખંખેરતી'તી.

**વાસંતી** : તમે એને પૂછ્યું હતું કાંઈ ?

**ફૂલકન્યા ત્રીજી** : ઓય મા ! એને કાંઈ પૂછાય ખરું ? એનું રૂપ જોઈને તો અમને બીક લાગતી'તી.

**વાસંતી** : અરે રે, હવે તો એ બહુ દૂર ચાલી ગઈ હશે.

**ફૂલકન્યા ચોથી** : વાસંતીબહેન ! તમે એને ઘર બહાર શા સારું નીકળવા દીધી ?

**વાસંતી** ( આંસુ લૂછતી ) : એમાં મારો જ વાંક છે બહેન !

**ફૂલકન્યા ચોથી** : તમારો વાંક કેવી રીતે વાસંતી બહેન ?

**વાસંતી** : વાડીને હીંચકે એ હીંચકતી'તી. ત્યાં હું ગઈ અને મને હીંચકવા દેવાની મેં જીદ કરી. એ તો ખડખડ હસી પણ નીચે ઊતરી નહિ એટલે હું મારી બાને બોલાવી લાવી.

**ફૂલકન્યા ત્રીજી** : તમારાં બાએ એને ઘરમાંથી કાઢી મૂકી ?

**વાસંતી** ; હા, ને મને હીંચકે બેસાડી. પણ બહેન વિના હીંચકો હલાવે કોણ ? એટલે હું એને શોધવા નીકળી. સવારની ગઈ છે તે અત્યાર સુધી આવી નથી. જુઓને હવે તો ચાંદો પણ આકાશની અધવચ્ચે આવ્યો છે.

**ફૂલકન્યાઓ** : ચાલો ચાલો વાસંતીબહેન ! અમે પણ તમારી જોડે આવીએ છીએ. આપણે સૌ મળી પાનખરને જરૂર શોધી લાવીશું.

[ નેપથ્યમાં એક ગીતપંક્તિ સંભળાય છે.

**નેપથ્યમાંથી** :

**સોનેરી રજ ગઈ સંધ્યાની રજ રૂપેરી લાવી રાત.**

**વાસંતી** (ઉતાવળે) : અરે આતો કુંજ કન્યાનો અવાજ. (બૂમ પાડી) કુંજકન્યા, કુંજકન્યા !

**કુંજકન્યા** (પ્રવેશી) : હું યે પાનખરને શોધવા નીકળી છું. ઝરણાંને કાંઠે કાંઠે, વનવનની કેડીએ કેડીએ ને કુંજેકુંજે એજ વાતો સંભળાય છે કે વાસંતીની મોટીબેહેન પાનખર ખોવાઈ ગઈ છે, શું એ સાચું છે !

**વાસંતી** : હા, બહેન કુંજકન્યા મારી મોટીબેન ખોવાઈ ગઈ છે. હું તો એને ક્યારની શોધું છું પણ પત્તો લાગતો નથી.

કુંજકન્યા : ચાલ બેન વાસંતી, ફૂલકન્યાઓ તમે પણ ચાલો, સવાર પડતાં સુધીમાં તો આપણે પાનખરને શોધી લાવવી જોઈએ.

બધાં : ગીત

સોનેરી રજ ગઈ સંધ્યાની રજ રૂપેરી લાવી રાત,
રજનીના ખોળામાં બેસી કોયલ બહેની કરતી વાત.

કોણે ફૂલની આંખો રંગી ?
પતંગિયાની પાંખો રંગી ?

મલયપવનની મધુબંસીમાં, મૂકી સ્વરની અભિનવગીત.
સોનેરી૦

કુદરતને પણ વાણી આપી,
અમૃતની ઉજાણી આપી :

કેસૂડાંનાં અંગઅંગમાં રંગભર્યા એણે રળિયાત.
સોનેરી૦

[ સૌ જાય છેઃ પડદો.

## બીજીવાર

[ પ્રભાત પ્રગટ્યું છે. આખો વગડો પંખીના કિલકિલાટથી ભરાઈ ગયો છે. પાનખર લથડિયાં ખાતી ખાતી આવે છે. એનો વેષ હવે તો ખરેખર બિહામણો બન્યો છે.

પાનખર : ગીત

આંખે આંસુડાંની રેલ, મારી કરમાતી વેલ;
તારો થંભ્યો હિંડોળો કોણ હિંચકાવશે ?

ઢોળી ચાંદનીની હેલ, ક્યારી ક્યારીએ સૂકેલ;
તારો છૂટયો અંબોડો કોણ બાંધી જાશે ?

જાગ્યાં પંખી જાગ્યાં વન,
પંખીગણ પણ થયાં પ્રસન્નઃ
મ્હોરી જો કેવી અમરાઈ !
કાયા તારી ક્યાં અટવાઈ ?

થંભ્યું આકાશી ગાન, જંપ્યું તારકનું તાન;
મારા પ્રાણનો હિંડોળો કોણ હીંચકાવશે ?

[ ગાતી ગાતી દૂર દૂર ચાલી જાય છે. પનિહારીઓ પ્રવેશે છે.

પનિહારીઓ : ગીત

આંબલીઆની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને કોયલરાણી પૂછે છે પરાણે
કૂવામાં કેસૂડાં કોણે વેર્યાં વાસંતીબેન ?

આંબલીઆની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને ઢેલડરાણી પૂછે છે પરાણે
આભે ઈન્દ્રધનુ કોણે ચીતર્યાં વાસંતીબેન ?

આંબલીઆની ડાળે,
ને પનઘટની પાળે,
બેસીને સૂરજરાણી પૂછે છે પરાણે
પાનેપાને સોનાં કોણે પાથર્યાં વાસંતીબેન ?

**પહેલી પનિહારી** ( કૂવામાંથી પાણી સીંચતી ) : આજે પાણી હળવાં ફૂલ જેવાં કેમ લાગે છે? ગઈકાલે તો એક નાનકડી ગાગર પણ નહોતી ઊંચકાતી, આજે આખી હેલ ચડાવી જઈશ એમ લાગે લાગે છે.

**બીજી પનિહારી** : હળવાં ફૂલ જેવાં પાણી ! (હસી) અરે તને કાંઈ ખબર નથી ? હવે તો પાનખર ગઈ અને વસંત આવી.

[ અચાનક વાસંતી, કુંજકન્યા અને ફૂલકન્યાઓ પ્રવેશે છે.

**વાસંતી** : ગીત

આંખડી દેખે ને જેનું
અંતર ના દેખતું
એવાં રે અજવાળાં મારે લાવવાં પીતાંબરી !

ફૂલની પરાગ તણું
જેને નથી પારખું
તારલાને ક્યાંથી વીણી લાવવા પીતાંબરી ?

ખારા સમુંદરની મીઠી વીરડી વસંતડી !
ઊંડાં અંધારાની તારકદીવડી વસંતડી !

એ વનવનની વાણી
ને પરિમલની પટરાણી
અંધારાની આંચ જેને આવે નહિ ઊગતાં
એવાં રે પ્રભાત મારે પામવાં પીતાંબરી ! ૯

[ પનિહારીઓ ઊભી રહે છે.

**પહેલી પનિહારી** : અંધારાની આંચ હવે કોઈને નહિ આવે વાસંતીબહેન, જુઓને ધરતીને અંગે અંગે પરાગની વાણી ફૂટી છે.

**બીજી પનિહારી** : ને કૂવાનાં પાણી યે કેસૂડાંરંગી થઈ ગયાં છે.

**ત્રીજી પનિહારી** : કળીઓ જન્મે છે ને ખીલે છે. ને પતંગીઆની પાંખો પણ કોઈ જાદૂઈ ચીતારો ચીતરી ગયો છે. પવન પણ ગીત ગાતો હોય તેમ ઊડે છે.

**વાસંતી** : મને એમાંનું કશું ગમતું નથી.

**પહેલી પનિહારી** ( આશ્ચર્ય ) : કેમ વાસંતીબહેન ?

**વાસંતી** : મારી મોટી બહેન પાનખરનો ગઈ કાલથી પત્તો નથી. અમે આખો વગડો ખૂંદી જોયો, જ્યાં જઈએ છીએ ત્યાં ઉત્સવો મંડાયા છે. ધરતીએ ઝાડે ઝાડને નવું જીવન આપ્યું છે, આકાશે ફૂલોને રંગ આપ્યા છે. પવને પંખીઓને વાચા આપી છે. આમાં હું મારી બહેનને ક્યાંથી શોધી કાઢું ?

**ત્રીજી પનિહારી** : વાસંતીબહેન, પાનખરને મેં ગઈ કાલે અહીં કૂવાકાંઠે જોઈ હતી.

**વાસંતી** (જિજ્ઞાસાથી) : ગઈકાલે સવારે ?

**ત્રીજી પનિહારી** : હા, હા. તડકો આવ્યો ને એ ચાલી ગઈ.

**પહેલી પનિહારી** : અને આખા દિવસની ભૂખી હશે એટલે આમલીનાં કૂણાં કૂણાં બધાં યે પાન ચાવી ગઈ. (બતાવી) જુઓને આ પાન તો આજે પરોઢીએ ફૂટયાં છે.

**વાસંતી** (શ્વાસ ખેંચી) : ભૂખનું દુઃખ કોઈનાથી કેમ નહિ ખમાતું હોય ?

[ દૂર કોયલ બોલે છે.

**ચોથી પનિહારી** : ગઈકાલે તો પંખીઓ પણ બોલતાં નહોતાં. બે ચાર કોયલો તો માળા વિના ટાઢથી ઠૂંઠવાઈને મરી ગઈ.

**વાસંતી** : આખા વગડાની એ ફરીઆદ હતી. ઝરણાંનાં વહેતાં પાણી પણ એમ જ બોલતાં હતાં. સુંવાળી ધરતી પણ ઢાલ-કાચબાની પીઠ જેવી બની ગઈ હતી. (બૂમ પાડી) ઓ બહેન! ઓ મોટી બહેન! આ તેં શું કર્યું ?

[ નીચે બેસી જાય છે.

**ફૂલકન્યા પહેલી** : બહેન, એમ થાકીને નીચે બેસી જશો તો આપણા-થી પાનખરને કેમ શોધી શકાશે? હજી આપણે કુંજોને તો જોઈ નથી.

**વાસંતી** : થાક પગને નથી લાગ્યો, અંતરને લાગ્યો છે. મને વારે ઘડીએ એમ થયા કરે છે કે વગડાના આ ફૂલ–ગુલાબી પરિ-વારનો શાપ વહોરીને પાનખર ક્યાં સંતાઈ શકશે ?

**પહેલી પનિહારી** : અમે એનાં પગલાં સાચવ્યાં છે (બતાવી) જુઓ આ રહ્યાં.

[ બધાં નીચાં નમી પગલાંને જોઈ રહે છે.

**વાસંતી** : હા, એજ મારી મોટી બહેનનાં અણીશુદ્ધ પગલાં.

**ફૂલકન્યા બીજી** : આ પગલે પગલે પાનખરને જરૂર શોધી શકાશે.

**વાસંતી** : ચાલો ત્યારે (પનિહારીઓને) પનિહારી બહેનો, અમે તમારો ઉપકાર નહિ ભૂલીએ.

**પનિહારીઓ** : અમે પણ તમારી સાથે આવીએ છીએ. જ્યાં જ્યાં વાસંતીબહેન, ત્યાં ત્યાં પાણીની હેલ.

[ સૌ ગાય છે.

ગીત

**વાસંતી, ફૂલકન્યાઓ, પનિહારીઓ** :

ચલો ચલો ચલો પગલાં વીણો.
મારગ આ સુરભિભીનો
ચલો ચલો ચલો.

આ ઊડતો પાલવ કોનો ?
ફૂલગુલાબી સંધ્યાનો;
કેસરવરણી કન્યાનો.
ચલો ચલો ચલો.

જો સંધ્યાના પાલવમાં
તારકની પ્રગટી સેનાઃ
તેજ છલોછલ એ નેનાં
ચલો ચલો ચલો. ૯

[ જાય છે.

## ત્રીજીવાર

[ સવાર, કુંજકન્યા ગાતી ગાતી આવે છે. સામે વૃક્ષોની ઘટા છે. આમલીને પાનેપાને કોલ ફૂટ્યો છે. વાતાવરણ અત્યંત મોહક અને ફૂલગુલાબી છે.

કુંજકન્યા : ગીત

આવરે વસંત, એલી આવરે વસંત,
હરિયાળી ધરતીનું બિછાનું હસંત.
એલી આવરે વસંત.

ફૂલે ફૂલે રૂપ તારું,
શીતલ સ્વરૂપ તારું;
પાને પાને બેસી આજે બોલતી સુગંધ
એલી આવરે વસંત.

પવનના પંથ ખૂલ્યા,
પંખીઓના કંઠ ખૂલ્યા,
કુંજે કુંજે ખુલી તારી આંખડી અનંત
એલી આવરે વસંત. ૧૦

[ કરેણની સૂકી ડાળખીઓ અંજલિમાં લઇને પાનખર પ્રવેશે છે. ડાળખીઓ જેવું જ ફિક્કું એનું મેં છે. બીતી હોય તેમ તે આવે છે; ધીમેધીમે ગાતી ગાતી, દૂરથી કોયલની સ્વરધારા સંભળાય છે.

પાનખર : ગીત

મારે કોયલશું બ્હેનપણાં
બ્હેનપણાં તો ય રીસામણાં,
ઊભી વચ્ચોવચ્ચ શી ભ્રમણા ?

મારી હથેલીએ બેસી બેસી
ચણે કોયલ રેખા
સ્વજનો યે મારાં કેવાં અદેખાં ?

ખંખેરી પાન-પીતાંબર જૂનાં,
મોર બેસાડું વસંત ઋતુના,
તો ય બેઉ તણાં અંતર સૂનાં.
સ્મિત ગયાં મારાં,
ગીત ગયાં એનાં.

અંતરને વગડે ઊડી આગ
એ ઠારવા રાગ
નથી સરજાણા
ઓરે વસંતની નાચતી સેના ? ૧૧

[ એટલી વાસંતી શોધતી હોય તેમ પ્રવેશે છે. પાનખર વૃક્ષઘટામાં છૂપાઈ જાય છે.

વાસંતી : ગીત

મેં તો દીવે દીવે એનાં પગલાં દીઠાં
એ તો હૈયે ઝીલું એવાં હળવાં હોજી.
એને પગલે પગલે પડે પડઘા મીઠા
કોની વાણીમાં એને સંઘરવા હોજી ? ૧૨

[ કુંજકન્યા ઉતાવળી ઉતાવળી પ્રવેશે છે.

કુંજકન્યા : વાસંતી, વાસંતી, હું તને શોધી રહી છું.

પાનખર (નેપથ્યમાં) : બધાં વસંતને જ શોધે છે, કોઈ પાનખરને શોધતું નથી.

વાસંતી (આમતેમ જોઈ) : કોણ બોલ્યું એ ?

કુંજકન્યા : ક્યારામાં છૂપાયેલી પાનખર બોલી.

વાસંતી (બૂમપાડી) : પાનુ, પાનુ, બહેન; અહીં આવ હું તને શોધી રહી છું.

પાનખર (નેપથ્યમાં) : હું શું મોં લઈને ત્યાં આવું ? આખો વગડો મને તિરસ્કારી છે. બાએ ઘરમાંથી કાઢી મૂકી છે. મારું ક્ષીણ શરીર હવે તો મારાથી ઊંચકાતું પણ નથી.

વાસંતી (કરગરતી) : બહેન ! અહીં આવ, અહીં આવ. તારો તિરસ્કાર કરનારા સૌને હું મનાવી આવી છું. આખા વગડાને રંગબેરંગી વસ્ત્રો પહેરાવ્યાં છે. બા તો હવે તારા વિના ચોધાર આંસુએ રડે છે. તને અમે ઊંચકીને ઘેર લઈ જઈશું. પાનુ, જો જો નૃત્યમંડળીઓ તને પગલે પગલે શોધી રહી છે.

**પાનખર** (નેપથ્યમાં): મને નૃત્ય ગમતું નથી. હું તો અપંગ બની છું. મારા શબ્દોમાં પણ કુમાશ નથી. કુમાશ જોઉં છું ને એને કરડી ખાઉં છું. હું તો અહીં જ રહીશ. ક્યારામાં, સૂકાં પાન થઈને પડી રહીશ, આપણે કદી સાથે નહિ રહી શકીએ, બહેન વાસંતી !'

**વાસંતી** (નરમ બની) : તારાં પગલાં જ જોયાં છે મેં. મોંનો અણુંસાર પણ ભૂલી ગઈ છું. દીવાને અજવાળે જોયેલી એ પગની રેખા મેં કલ્પનામાં સાચવી રાખી છે. બહેન, ઓ બહેન, એક જ વખત, છેલ્લીવાર તારાં દર્શન થયાં હોત–

**પાનખર** (નેપથ્યમાં, ધીમા અવાજે) : 'એ નહિ બની શકે. મને અહીં જ પડી રહેવા દે.

**વાસંતી** (હતાશ થઈ, નીચે બેસી) : ત્યારે મારે તો માત્ર એ પગલાં જ સાચવવાં રહ્યાં, રેતીમાં પડેલાં પગલાં.

[ દૂરથી ફૂલકન્યાઓ અને પનિહારીઓ ગાતી નાચતી પ્રવેશે છે. પાનખરને શોધવા જતાં ભૂલી પડેલી વાસંતીને શોધતી.

**ફૂલકન્યાઓ :**
**પનિહારીઓ :** } ગીત

અહીં પગલાં મળ્યાં જ્યોતિનાં
એ વસંતનાં કે કોનાં ?
વહેતાં ઝરણાંને કંઠ મળ્યા,
આડે વગડે કમળો પ્રગટ્યાં:
તૃણબિન્દુ બન્યાં મોતીનાં
એ વસંતનાં કે કોનાં ? ૧૭

[ પડદો.

# રાતરાણી

પાત્રો

| | |
|---|---|
| રાતરાણી | પૂનમ |
| સ્વાતિ | તારલીઓ |

હંસી

નક્ષત્રની પૂજારણો

ભૂમિકા : પૂનમ તો ઊગી હતી પણ વાદળાંથી ઢંકાયેલી એને શોધવી કઈ રીતે ? શોધવા નીકળેલી રાત્રિને પણ આ જ બેચેની હતી ! તારાનું પોટકું ખભે છે, અંગે કાળી કામળી છે. હાથનાં નેવાં કરી કરી એની આંખોનાં તેજ દૂર દૂર સુધી દોડી રહ્યાં છે પણ એની પ્રિય સખિનો એમ પત્તો ક્યાંથી ખાય ?

આખું નક્ષત્રમંડળ રાત્રિની વહારે ધાયું છે. બંદીવાન બનેલી ... ા કરવાનો મનસૂબો થઈ

રહ્યો છે. પણ મનસૂબો એટલે તો મનનો સૂબો જ ને ! એમ અત્યારે ઓચિંતી વીજળી ક્યાંથી લાવવી ? શ્યામ મેઘને સફેદ કરવા પણ કઇ રીતે ? ને શરદનાં વાદળાં તો સફેદ હોય છે ત્યારે આ શ્યામ મેઘાડમ્બર આવ્યો ક્યાંથી ? કે રાત્રિની નિજની છાયા સમગ્ર આકાશ–નગરીને નડી છે ? કોણ જાણે. રાત્રિ પણ આ વાતનો ઉકેલ કરી શકતી નથી. અંતે એ પણ બેભાન થઇને પડે છે.

ત્યાં પૂનમ આવે છેઃ સ્વપ્નામાંથી જાગતી હોય તેમ. તે કહે છે ' મને ઊંઘ આવી ગઈ હતી ને હજી એટલું બધું મોડું ક્યાં થયું છે કે તને રીસની મૂર્ચ્છા આવી ગઈ ? ' ત્યાં તો રાત્રિની આંખો ઊઘડે છે ને તે પૂનમને ભેટી પડે છે.

## દર્શન પહેલું

[ ચારેક કન્યાઓ ફૂલ અને પૂજાની સામગ્રી સામે રાખીને પૂર્વદિશા તરફ પ્રણિપાત કરીને બેઠી છે. ચારેકોર અંધારું. વાદળની ઘટાએ જાણે વિશ્વને ભરડો લીધો છે. નેપથ્યમાંથી ધીમે ધીમે સ્વરો આવે છે.

નેપથ્યમાંથી :

ઊડતી એકાદ લટે પૂછ્યું સ્વરધારાને,
હોઠે આવીને કેમ ગાતી નથી ?

કન્યાઓ ( ઊંચુ જોઈ ) :

સ્મિતનું શું મૂલ્ય જાણે સ્વરના મહેરામણો
સ્વરની કંઈ પરબો મંડાતી નથી !

[ ચારે કન્યાઓ ઊભા થઇ ગીત ઉપાડે છે.

[ ૧ ]

વાયુ વનવનની શીળી સુગંધ પાથરે
એને હૈયું સંઘરે,
ત્યાં જ નયન સંચરે;
કિરણોનાં બાણુ પણે ચંદની ઘડે.

દિશદિશના ચોક મેઘધનુષ ચીતરે
માંહી ફૂલડાં ભરે,
રંગ સંધ્યા પૂરે;
કિરણોનાં બાણુ પણે ચંદની ઘડે.

સાગરમાં રૂપેરી વાદળી સરે
તારક-પાંખડી ખરે,
એમાં આંખડી ઠરે;
કિરણોનાં બાણુ પણે ચંદની ઘડે.

દૂરદૂરના સાદ મારા ઉરમાં પડે
ધીમે નયન ઊઘડે,
નવા પંથ સાંપડે;
કિરણોનાં બાણુ પણે ચંદની ઘડે.

નેપથ્યમાંથી :

તારાની બચકી બાંધીને, શોધે પૂનમને રજની
વાદળના ખડકોની વચ્ચે દેખાતી નહિ કાં સજની ?

( રાતરાણી પ્રવેશે છે. એને ખભે એક પોટલી છે, હાથનાં નેવાં કરી કરી એ ઊંચે જોતી જોતી ચાલે છે.

રાતરાણી : [ ૨ ]

મારે જાવું ઉગમણે,
ને જાવું આથમણેઃ
એકમાં બીજાના જેવું થાવું સખિ !
પરબો જ્યાં હોય ત્યાં જ પીનારાં આવતાં
પાણી વિનાનું શું પાવું સખિ !
મારે જાવું૦

ડાળીઓ હીંચકતી ને ખરતાં'તાં પાંદડાં
ખરતાં ને કેમ સમજાવું સખિ !
પંખી ઊડયાં ને ઊડી ફોરમ વનફૂલની
સોબતી વિનાનું શેણે ગાવું સખિ !
મારે જાવું૦

આઘેરું દેખવા ના દોરાતી આંખડી
કોનાં ઉછીનાં તેજ લાવું સખિ !
આશાના સિંધુ ઉલેચી હું આથમી
નવલી નિરાશામાં ન્હાવું સખિ !
મારે જાવું૦

[ પેલી ચાર પૂજારણો એને વીંટી લે છે.

પ્હેલી કન્યા :

રજની રાણી, કોને શોધો છો આંખો તાણી તાણી ?
કેમ તમારી અંગ-ઉપરણી આજ હજી ના દેખાણી ?

તારલીઓ :

કિરણદોર કરમાં ગ્રહી કુતૂહલથી કશું ભાળે
એનાં નયનોમાં રજનીનાં નયનો કંઈક નિહાળે.

રાતરાણી : [ ૪ ]

મારાં નયણાંને પંથ,
જેનાં નયણાં રમંત;

બધી : એમાં પૂનમનાં પ્રાણભર્યાં પગલાં પડે.

રાતરાણી : મારી કીકીઓમાં ઘેન,
ને ત્યાં મદમાતી રેન :

બધી : પારિજાતકના જાણે કે ઢગલા ઢળે.

નૂપુરનાં ગીત ગમે સાંભળવાં બે ઘડી,
કંકણ-રણકાર શમે કંકણમાં આથડીઃ

રાતરાણી : મારા હૈયામાં નિત્ય,
જેની પમરાતી પ્રીત :

બધી : એવી ચાંદનીનાં ગીતભર્યાં પગલાં પડે.

ઊડ્યા નભ-હંસો ને ઊડી નભ-હંસણી,
વાદળસેનાએ ભીંત કાજળની જો ચણી;

રાતરાણી : કાજળ કિલ્લાની માંહી
છોને પૂનમ સંતાઈ
એના વર્તુલની તેજ-કલા ઉરને અડે.
મારાં૦

[ પડદો.

## દર્શન બીજું

[ સરોવરનો કિનારો. કાંઠે ઊભેલાં ઝાડની છાયા પાણીમાં લાંબે સુધી પડે છે. અંધારાને લીધે પેલી કાળી છાયા અને એકાદ બે લાંબી ડાળ, સરોવરના કિનારાનો થોડોક ભાગ–આટલું દેખાય છે.

નેપથ્યમાંથી : કંઠ સૂના કોયલ તણા, પંથસૂના જલઘાટ,

[ દૂરથી ત્રણ જણીઓનો એકસામટો અવાજ આવે છે.

અવાજ : ઘાટ સૂના નવ શોભશે; ભલે હોય અધરાત.

[ પાણીની ખાલી માટલીઓ લઈ ત્રણ પનિહારીઓ પ્રવેશે છે.

પનિહારીઓ : [ ૫ ]

ચંદ્રી જલ ભરવાને નીસર્યાં.
ગોરી, જ્યોતિર્જલ ભરવાને નીસર્યાં.
અજવાળાં ઓસર્યાં
ને અંધારાં ઊતર્યાં–
જલધરના જીવનમાં જોતર્યાં
ગોરી, જ્યોતિર્જલ ભરવાને નીસર્યાં.

પહેલી પનિ. : પાણી છલકાય છતાં સૂકાતા કંઠ સખિ !
કાંઠે ઊભાં છતાં ય દેખાતા પંથ નથી,

બીજી પનિ. : તારાગણ તંદર્યાં
ને નક્ષત્રો નીંદર્યાં:
સમીરણ પણ વાદળમાં સંચર્યાં
ગોરી, જ્યોતિર્જલ ભરવાને નીસર્યાં.

ઘનને ઘૂમરડે ચડી, ચંદ્રી રહી નાચી,
અણલખી કો' અમૃતકથા આભ રહ્યો વાંચી.

ગગનતણો લઈ ગરબો શિરપર
રજની રમતી રાસેઃ
ઘનવાદળ ' પગ ઘૂંઘર બાંધી
ભમતાં વાંસે વાંસે
વર્તુલ અંગ વિકાસે.

નેપથ્ય : શ્યામ મુખ ત્યાં થયું વ્યોમનું છૂટી સમીર-સમાધિ,
ધરતીનાં વાદળદળ જેવી ઊંચે ચડતી આંધી.
એક બીજીને પાસે બોલાવી
પૂછે કાન કને મુખ લાવી.

પહેલી પનિ. : અણધાર્યું છે આજનું ભાવિ

બીજી પનિ. : સ્વાતિ કેમ હજી ના આવી ?

[ દૂરથી ગીતલહરી આવે છે.

અવાજ : [ ૬ ]

સૂના સરવરિયામાં લપસી હું એક દી'
કમળો લેવાને સખિ, ગઈ'તી.

ત્રીજી પનિ. : મોતીની ગાગર ને જ્યોતિનાં નીર ભરી
આવે જો, સ્વાતિ નભમંડળની સુંદરી.

સ્વાતિ (પ્રવેશીને) :

સૂના સરવરિયામાં લપસી હું એક દી'
કમળો લેવાને સખિ, ગઈ'તી.
હું એક દી
કમળો જોવાને સખિ, ગઈ'તી.

પાણી ન્હોતાં કે ન્હોતી કમળોની ડાળખી
પૂનમ ત્યાં આવીને રહી'તી
હું એક દી
પૂનમ જોવાને સખિ, ગઈ'તી.

પનિહારીઓ : ફરતી ધરતીનાં રૂપ જોતી પૂનમદે,
સૂકી રેતીનાં કરે મોતી પૂનમદે :

સ્વાતિ : એટલું જોવાને ત્યાં રહી'તી.
હું એક દી
પૂનમ જોવાને સખિ, ગઈ'તી

છૂટયાં ઓચિંતાં ગીત ભમતા ચંડોળનાં
મોતી–છીપ–હોડી ચડી વાયુ–વંટોળમાં—
વાહન વિનાની હું થઈ'તી
હું એક દી
પૂનમ જોવાને સખિ, ગઈ'તી.

[ દૂર દૂર ઊડતા હંસોની પાંખોનો ફફડાટ સંભળાય છે.

નેપથ્યમાંથી :
બાંધ્યાંનાં બંધન છોડવવાં પાંખ કરીને પહોળી,
માનસસરનાં મોતી મૂકી ઊપડી હંસા–ટોળી.

સ્વાતિ :
આમ અચાનક કયાંથી આજે હંસ–મંડળી હલકી ?
નભની મૂગી મારગ–કેડી અધરાતે રહી મલકી !

પહેલી પનિ. :

પાંખોમાં ફફડાટ ભર્યો છે વાદળ-દળને હણવા,
ભાતું કમળ તણું ના લીધું, એ ચાલી રણ લડવા.

બીજી પનિ. :

એકસામટી કૈંક કતારો ઊંચે ઊંચે ચડતી,
જાણે તીર છૂટયાં ત્ર્યંબકનાં, પાછી એક ન વળતી.

ત્રીજી પનિ. :

થયા હાલતા વાયુ-વીંઝણા પાંખોના ફફડાટે,
વાદળ-સેના ધીમે ધીમે જોને પાછળ નાઠે.

સ્વાતિ :

માનસસરનાં અવતંસો,
જેવા, મોકલ્યા કોણે હંસો ?
રાત એને દેખી હરખાશે,
હવે ચાંદની છૂટી થાશે.

નેપથ્યમાંથી :

મૂર્છિત થઈને રાત બિચારી સૂતી છે સરવર-કાંઠે,
શ્રદ્ધા છે એને કે પૂનમ ઊતરશે મળવા માટે.

[ હંસોના જૂથમાંથી છૂટી પડેલી એક હંસી પ્રવેશે છે.

હંસી : [ ૭ ]

બાંધ્યાં ગીતોની તમે કંઠ-દોરી છોડજો,
પાંખોનાં કરજો પલાણ,
ઓ રાજહંસ,
બાંધ્યાં ગીતોની તમે કંઠ-દોરી છોડજો

માનસનાં મોતી નિત્ય ચરવામાં શી મજા ?
પાંખોમાં પાંખ મૂકી ફરવામાં છે મજા.
દિશદિશના સળિયાને તોડજો,
ઓ રાજહંસ,
બાંધ્યાં ગીતોની તમે કંઠ–દોરી છોડજો.

સ્વાતિ. પનિ. હંસી :
જલધરનાં જૂથ કેમ વીંધાશે ચાંચથી ?
ગૂંથેલાં પાણી શેં પીંખાશે પાંખથી ?
જુદેરાં અંગોને જોડજો
ઓ રાજહંસ,
બાંધ્યાં ગીતોની તમે કંઠ–દોરી છોડજો.

[ પડદો.

## દર્શન ત્રીજું

[ સરોવરનો કિનારો: ભટકી ભટકીને થાકેલી રાત ભીની રેતી ઉપર બેભાન જેવી પડી છે. પાણીની ધીમી છાલકોનો અવાજ સાગર જેવો ઘેરો બન્યો છે.

નેપથ્યમાંથી : સરોવર ઘેરું ઘૂઘવે રડતી માઝમ રાત,
રાતરાણી : એકલપંથી આયખું જુએ મરણની વાટ.

[ ૮ ]

સૂના સરવરિયાના સૂના વનવાયરા
નમતી સંધ્યાના પંથ સૂના દીઠા :
હસતાં ગુલાબ જોઈ ખરતી કરેણને
એવાં પૂનમનાં હેત ઊણાં દીઠાં.

નેપથ્યમાંથી :

પાણી વિનાની દીઠી સરિતાઓ ઊંઘતી
રજથી ભરેલ દીઠી પાંદડી નમી જતી.

રાતરાણી :

સામા મળેલ કૈંક થાકેલાં પંખીની
પાંખોના રંગ થતા જૂના દીઠા.

નેપથ્યમાંથી :

સૂના સરવરિયાના સૂના વનવાયરા
નમતી સંધ્યાના પંથ સૂના દીઠા.

રાતરાણી :

શ્વાસના લિસોટા કરી ચમકાવું વ્યોમને
એવું એવું તો મને ઘણું યે થતું:
ધરતી બેભાન અને ગભરાતા આભ મહીં
મારું ય ગુમાન હવે ગળતું જતું.
આજકાલ કેરા નથી આ તો વિયોગ સખિ.
આઘેરી, લાંબી વરષોના દીઠા.

નેપથ્યમાંથી :

હાલ્યાં વાદળ મોઢું મરડી
એની ઠેસે જાગી પૂનમડી:
વાયુ હંસ-પીછાં ધરી સાથે
છડીદાર બની આવ્યો સાથે.

[ પૂનમ પ્રવેશે છે-અંદરથી ગાતી ગાતી: સ્વપ્નમાંથી જાગી
હોય તેમ કુતૂહલપૂર્વક આમતેમ જોતી જોતી.

 ]

પૂનમ :                [ ૯ [

સખિ, મને સરતાં સોણાંની ઠેસ વાગી
સૂતી'તી હું તો નીંદર–મહેલમાં:
સખિ, જાણે ઝબકીને હું ગઈ જાગી
સૂતી'તી હું તો નીંદર–મહેલમાં.

પકડી ઓચિંતી મેં તો પાંખો પવનની
ઊપડી તારક–શોભા જોવા ગગનની
ઊંચે ઊડવાની લેહ મને લાગી
સૂતી'તી હું તો નીંદર મહેલમાં,

વાદળ ઓઢીને મહીં સૂતા'તા તારકો
ચાંદો ઊભો ઊભો ચાંદુડિયાં પાડતો:
મને એવી તો બીક એની લાગી
સૂતી'તી હું તો નીંદર–મહેલમાં.

ત્યાંતો હંસોએ આવી હીંચોળ્યાં પારણાં
ચંદ્રીનાં કિરણોથી લીધાં ઓવારણાં:
એની વાણી લાગી વરણાગી
સૂતી'તી હું તો નીંદર–મહેલમાં.

અવાજ :

સપનાંવિહારી પૂનમ, ચાંદની દુલારી પૂનમ,
કિરણોની સેનાની લેતી સરદારી પૂનમ.

નેપથ્યમાંથી :

આવી પૂનમ, પગલે પનોતી

પૂનમ : 'રાત ક્યાં હશે, ક્યાં હશે ?' જોતી:
કરી ભીની રેતીનું બિછાનું
પડ્યું આ તન શાંત નિશાનું.

નેપથ્યમાંથી :

ભેટી પૂનમ બની બહાવરી, શિશ લીધું ખોળામાં,

પૂનમ :

સહેજ થયું મોડું શું એમાં રીસ ચડી છે શ્યામા ?

નેપથ્યમાંથી :

તેજપામરી થકી લૂછતાં આંસુ સામાં સામાં.

[ આખો સહિયર-પરિવાર ટોળે વળે છે ને બંનેને ઘેરી લે છે.

[ ૧૦ ]

બની રજની રૂપકિશોરી
ઉપરણી અંગ ધરી પૂનમની:
બની રજની રૂપકિશોરી

શ્રવણ પડી એને શરદની વાણી
પુલકિત થઈ તારકનગરી
બની રજની રૂપકિશોરી.

સમીરણ–સૂર સૂણી શરમાતી
નભધેનુ નીસરી:
નર્તન લોક-ત્રિલોકે જાગ્યું
ઠુમક ઠુમક વાગી ઘૂઘરી૦ બની રજની—

પીયૂષ ઘડૂલી શિર ધરી શારદ
આભેથી ઊતરી:
નટવીપેર ધરા રહી નાચી
ભુવનભુવન લેતી કૂદડી૦ બની રજની—

[ પડદો.

●

# પ્રેમનું આગમન

પાત્રો

| | |
|---|---|
| પૂનમ | સહેચ્છા |
| ચંદ્ર | પ્રજ્ઞા |
| રોહિણી | શ્રદ્ધા |

કવિતા

[ સમાધિસ્થ ચન્દ્ર આસન વાળી બેઠો છે. આકાશની તારાટપકી ભાત ફૂલોના વન જેવી સોહે છે. પૃથ્વી ઉપર રાત્રિનું મૂક નૃત્ય શરૂ થયું હોય છે.

પૂનમ આવે છે, ચંદ્રમાંથી જ આવતી હોય તેમ ગાતી ગાતી. અપ્સરા જેવાં એનાં અંગેઅંગમાં સૌંદર્ય છે, કલ્પના કવિને કો'ક છાની વાત કહેવા જે શાન્તિથી આવે તેવી શાન્તિથી એ ચંદ્રની નજીક આવે છે ને એના ચરણો આગળ ફૂલો મૂકે છે.

પૂનમ : ગીત

ટોડલે ટોડલે ટહુકતી તારિકા
આજ વસંત બની અભિસારિકા;
પ્રાણે પ્રાણે એનું નર્તન જાગ્યું
ગાને ગાને જાગ્યા કંઠ,
ખાલી અંજલિએ ચાંદની ઊતરી
ઊનર્યા તારા અનંત;

નાચતી નાચતી આવી નિહારિકા
આજ વસંત બની અભિસારિકા
અરધી અરધી નીંદરમાંથી
જાગી જુએ અધરાત,
આવે ટાણે પેલાં ફૂલડાંદંપતી
શી કરતાં હશે વાત?
સુગંધી યે બની પ્રેમપ્રચારિકા
આજ વસંત બની અભિસારિકા.

[ ચન્દ્રના પગ આગળ ઘૂંટણીએ પડે છે.

નેપથ્યે : વનેવનની વેરાઈ જતી સુગંધી એમ બોલે છે, ઠરી જતાં ઝરણાં પણ આવું જ કંઈક ગાય છે: જે આનંદ તલસાટમાં છે તે તૃપ્તિમાં નથી.

પૂનમ ( ઊભી થઈ ) : પળેપળે એ શંકા આવ્યા કરે છે મને; પળેપળે, કે મનનું માની લીધેલું બધું મારું છે કે પરાયું ? શીતલતાના ડામ અગ્નિ કરતાં વધારે ત્રાસદાયક છે એમ મેં

અત્યારે જાણ્યું. ( અકળાઈ, ધીમે અવાજે ) પ્રિયતમ, આંખો તો ઉઘાડી જુઓ, હું અહીં છું.

[ ચંદ્ર માથું ઊંચું કરી આંખો, ઉઘાડી પૂનમને જોઈ રહે છે

**ચંદ્ર** ( ઠંડે અવાજે ) : ભલે આવી.

**પૂનમ** ( મનમાં ) : સમાધિમાં રહ્યે રહ્યે તો પાણી યે બરફ થઈ જાય છે; હૃદયનું એમ કાં ન બને ? ( ઊંચે સાદે ) પ્રણામ. તપસ્વીજી !

તારાઓનાં પ્રત્યેક ચાંદુડિયાંને મેં સંતાડી રાખ્યાં છે. રાત્રિની ઉપેક્ષા પણ તમને કહેવાય એવી નથી. હું તો મારા શ્વાસને સંભાળીને અહીં આવી છું. વૃક્ષોએ પણ જરા ખંખેરીને એવાં શાપવચનો તમને કહ્યાં છે કે...પણ જવા દો, તમારાથી એ નહિ સાંભળી શકાય.

**ચંદ્ર** ( ઉકળી ) : તું એ તમામની વતી વકીલાત કરવા આવી છું કાં ?

કોઈના જીવનને, સ્વભાવને, પળેપળના પરિવર્તનને સંપૂર્ણ જાણવાની જરૂર નથી. એટલાં નજીક પહોંચવાની ઘેલછામાં મૈત્રી નથી—મૈત્રીની મૂર્ચ્છા છે. ખરેખરી મજા તો અરસપરસની અપૂર્ણતામાં છે.

[ નેપથ્યમાંથી કોઈનું ગીત સંભળાય છે.

**નેપથ્યે** : ગીત

આઘેરી વાટમાં તારા તરફડે, ચંદ્ર બળે,
એને ઠારશે કોણ, ઠારશે કોણ ?
કૈકનાં સપનાં ઊગી ઊગી ખરે, અંતરમાં સરે,
વાળશે કોણ, ઠારશે કોણ ?

ફરફડી મરતાં ફૂલડાં ભોળાં;
આગીઆ યે ગણે રાતના ઓળા;
કોયલ બહેનીનો કંઠ ખોવાયલો ને કરમાયલો,
ગોતશે કોણ, શોધશે કોણ ?

ચંદ્ર : બહાર કોણ ગાતું હશે ?

પૂનમ ( બેપરવાઈથી ) : અંતરને પૂછો.

ચંદ્ર ( ઘવાઈ ) : અવિશ્વાસ. ડગલે ને પગલે અવિશ્વાસ. વળી આત્મવંચનાનો આક્ષેપ મૂકવો એ તો ભારે કહેવાય.

પૂનમ : મને શું પૂછો છો ? વારે ઘડીએ બારણે ટકોરા પડે છે તે શું હું નથી સાંભળતી ? તમે હજી તો કોણ જાણે કેટલી યે રૂપસુંદરીઓને આમંત્રણો આપ્યાં હશે.

ચંદ્ર ( ઉકળી ) : પૂનમ ! પૂનમ !

પૂનમ : બારીમાંથી હું એ જ જોયા કરું છું. રાત્રિની આખી પગદંડીએ તારા ગોઠવાઈ ગયા છે. પ્રકાશની લાંબી લીટી પૃથ્વીના પગ સુધી પહોંચી છે. અનેક અતિથિઓ આવવાનાં હશે હજી તો.

[ પૂનમ ખડખડાટ હસી પડે છે.

ચંદ્ર : કેવી અવનવી કલ્પનાએ ચડી છે તું આજે ? તને તો હસતાં યે નથી આવડતું, પૂનમ, હસતાં યે નથી આવડતું.

તેજપરી બનીને છાયા જેવી તું ભમ્યા કરે છે જ્યાં ને ત્યાં. કોઈને જૂએ છે, રૂપાળી કન્યાને; એટલે એને પગલે પગલે તને મારા આમંત્રણની ગંધ આવે છે. ઈન્દ્રધનુમાં કેટલા રંગો છે તે પારખવાનું આપણું ગજું નથી પૂનમ !

પૂનમ ( છટાથી ) : મારું ગજું છે.

ચંદ્ર : આપણા બેઉની વચ્ચે અવિશ્વાસનો સેતૂ બંધાઈ ગયો છે. એના ઉપર ચડઉતર કરીને બંને સાથે જ થાકી જવાનાં છીએ. તો પછી અત્યારથી કલ્પનાના મિનારા પર ચડીને પડતું મૂકવાથી શો ફાયદો ?

પૂનમ ( ખિજાઈ ) : પડતું કોણ મૂકે છે ? તમે કે હું ?

ચંદ્ર ( ઠંડો બની ) : પંહેલી તૈયારી તારી છે.

પૂનમ : હું પડતું મૂકવાની તૈયારી કરું છું ખરું ? સાચી વાત.

જ્યારે તાજાં ઉઘડેલાં ફૂલ જેવા રાત્રિના યૌવનમાં મસ્તી હતી, ઉલ્લાસ અને પ્રાણ હતો. કોઈ અણસૂણ્યા મદનમંત્રો અંતરને ખૂણેખૂણે ગૂંજ્યા કરતાં, અને આખું જીવન રસસાગરની છોળે ઉછળ્યા કરતું ત્યારે-તમારી યુવાવસ્થાને પાછી ચાલી જતી મેં જોઈ છે. તમને એક ને એક વસ્તુ હમેશ ગમતી નથી એ હું જાણું છું એટલે તો રાત્રિ પાગલ સ્ત્રી જેવી, બેચેન બનીને આમતેમ ભટકાયા કરે છે. આજે એ ગઈ ને હું આવી છું. હું યે એવા જ ભાવો અનુભવી રહી છું. પ્રફુલ્લ કલમપાંદડી જેવાં મારાં અંગે-અંગને આજે તમારી આંખો કેટલી ધીરજથી પી રહી છે ? અને કાલે ? કાલે એ બધું કરમાઈ રૂપ—ગંધહીણ થયું હશે ત્યારે ? તમે સમાધિસ્થ બની જશો ખરું ? વાહરે પુરુષ !

ચંદ્ર : સુકાયેલાં પાન જેવી સત્ત્વ વગરની વાતો.

પૂનમ : મારે યે એવા જાકારાની રાહ જોવાની છે હજી ? અંતરની લાગણીઓને સચેત રાખનારી પ્રત્યેક સ્ત્રી થપ્પડોની જ અધિકારી બને છે અંતે. માળીના દુર્લક્ષથી કચડાઈ, વેરાઈ

જતી ફૂલપાંદડીઓની પરવા માળી ન રાખી શકે ? ચિરંજીવ તો નહિ પણ ક્ષણિક સંબંધને કાજે એટલી સહાનુભૂતિ ન પામી શકીએ અમે ?

[ નેપથ્યમાંથી ઊઘતી રાત્રિના શબ્દો આવે છે.

રાત્રિ : મારા રૂપની વસંતને ઈર્ષ્યા આવતી. પવન ધીમે પગલે હોઠ આગળ ફર્યા કરતો. રોમાવલિના એક કંપમાં અનેક તારાફૂલો ખરી જતાં. હું જ્યાં જતી ત્યાં ધરતી ખોળા પાથરતી, શાંન્તિ, મૂગી શાંન્તિ વાયુ ઢોળ્યા કરતી, સમ્રાજ્ઞી જેવા મારા તોર આગળ કળીઓની આંખડીઓ ઊઘડતી નહિ. સૌન્દર્યના ઢંકાયેલા પાત્ર જેવી, વજ્રના અજેય સ્મિત જેવી હું જ્યાં જતી ત્યાં વિજયને ઊંચકી લાવતી પણ...પણ...

[ ફૂંફાડા જેવો પવનનો નિસાસો સંભળાય છે.

—પણ જ્યારે સૌંદર્યની સંધ્યા આવી, રસની છોળોને બદલે શાન્ત, ગંભીર વડવાનલ જેવો સાંધ્યછાંયાનો છાનો અંગાર ભભૂકી ઊઠયો ત્યારે એમાંથી યૌવનનો ઉન્માદ ગયો. ખોટો ઉકળાટ સમાઈ ગયો. વાણીમાંથી તિરસ્કાર નાશ પામ્યો. કલ્પનાના સંયમને હું ઓળખતી થઈ.

[ અવાજ શાંત થાય છે. ચંદ્ર ઊભો થઈ બારી પાસે જાય છે.

ચંદ્ર : અસંતોષની આગ વનનાં વન બાળી મૂકે છે.

પૂનમ : શું આ બધું સાચું નથી ?

ચંદ્ર : હશે એના માટે. અંતરમાં અક્ષરો લખ્યા હોતા નથી કે એને ઉકેલી શકાય.

પૂનમ ( વ્યંગમાં ) : પત્ની થવાના કોડ સેવતી દરેક સ્ત્રીને આવું સાંભળવું પડતું હશે ?

ચંદ્ર : આમાનું કશું તારે માટે નથી. સ્ત્રી જ્યાં અસંતોષ અનુભવે છે, અથવા પ્રેમનો અતિરેક જુએ છે ત્યાં આવી ક્ષણિક વેદના શબ્દોમાં ઠલવે છે.

પૂનમ : આમાનું મારે માટે કશું જ નથી એમ ? તો તો સારું. ( ઝડપથી ઊઠી બારી આગળ આવી ) પણ આ શું ? આખી સૃષ્ટિ અચેતન જેવી કેમ પડી છે ? રાત્રિના પાલવમાં મોં સંતાડીને તારાઓ શા માટે રડી રહ્યા છે ? મારા શ્વાસમાં કોઈ અજાણ્યો શ્વાસ ભળીને મને કહે છે કે તું નાસી જા.

ચંદ્ર : પૂનમ !

પૂનમ ( ગભરાઈ ) : જુઓ તો ખરા, આ સામેથી કોણ આવે છે ?

[ ચાર કન્યાઓ પ્રવેશે છે. એમણે મૂલ્યવાન આભૂષણો પહેર્યાં છે. ચારેના હાથમાં મોરપીછાંનો એકએક વીંઝણો છે. એ વીંઝણો એમણે હોઠ આડો રાખ્યો છે એટલે માત્ર નાક અને આંખો સિવાય બીજું કાંઈ દેખાતું નથી. પૂનમ અને ચંદ્ર બાજુમાં સંતાઈ જાય છે.

પહેલી કન્યા : આટલે ઊંચે આવ્યા પછી હજી ઊંચે જવું છે એમ થયા કરે છે. આપણી સાથોસાથ ઊડતું પતંગિયું જરીક વારમાં તો કેટલે ઊંચે પહોંચી ગયું ? બ્રહ્માએ શરીરને પગ આપ્યા ને પાંખો શા માટે નહિ આપી હોય ?

ચંદ્ર ( ધીમેથી ) : પૂનમ, આ પહેલી કન્યા કોણ છે ?

પૂનમ : એ છે મહેચ્છા. જુઓ, જુઓ, પાછળની ત્રણે કન્યાઓ તો થાકથી નીચે બેસી ગઈ પણ મહેચ્છા કેવી ટટાર ઊભી છે ?

[ બીજી કન્યા ઊભી થઈ આગળ આવે છે.

બીજી કન્યા : જે પરમસત્તા આ વિશ્વને સરજે છે, સ્થિત રાખે છે અને લય પમાડે છે તેની આ ગહન અકળ લીલામાં કોઈ એક વિશિષ્ટ યોજના છે. જગત જાણે જીવની એક પ્રયોગશાળા છે. એમાં જીવાત્માના ઘડતર અને ઘાટ છે. અનુભવના ભણતર વગર આત્માનો સાચો વિકાસ નથી. પછી પાંખો હોય તો યે શું અને ન હોય તો યે શું ?

ચંદ્ર : આટલું સુંદર બોલનારી આ દેવી કોણ છે પૂનમ ?

પૂનમ : એનું નામ છે પ્રજ્ઞા. એ જરીકે નિરાશાવાદી નથી. હમેશ આશાવાદી રહી શકવાનું બળ એણે કેળવ્યું છે. જીવન એક રમત છે, માટે ખેલી જવી. પ્રારબ્ધનું છો આપણે રમકડું હોઈએ પણ આત્મવાન રમકડું છીએ; એનો સ્વભાવ સર્વોત્કૃષ્ટ સર્વોપરિ છે.

[ ત્રીજી કન્યા આગળ આવે છે.

ત્રીજી કન્યા : આપણાથી તો ઉડાય ને ન યે ઉડાય. હું તો સંયમની કળ હાથમાં રાખી ચાલું છું. ક્યારેક ચાલતાં ચાલતાં ગબડું છું તો એ કળની મદદથી નિરાશાની ઊંડી ખીણમાંથી તાજા પ્રાણ સાથે નીકળી આવું છું. અનિષ્ટને ચિંતવવું નહિ, ઇષ્ટને જ સ્મરવું એ મારો સંકલ્પ છે. જે ભાવિ આવ્યું હોય તેને યાદ કરી કરીને બળ્યા કરવું નકામું છે. માટે વિનાકારણ હૃદયને દુર્બલ ન બનાવવું. આપણે ઇચ્છાથી જન્મ્યા નથી. કદાચ ઘણા સ્વેચ્છાથી મૃત્યુ પામતા નથી. જ્યારે એ ત્રણે સ્થિતિઓમાં પરાધિન છીએ ત્યારે આપણું સ્થાન ક્યાં અને કેટલું ?

ચંદ્ર : ને આ કોણ છે ?

પૂનમ : એ છે શ્રદ્ધા. ચારેયમાં એનું હલનચલન નિરાળું છે.

આડું અવળું કે ક્યાં ય જોતી નથી. એની આંખો તો પેલા ક્ષિતિજ ભણી જ ચોંટી ગઈ છે.

[ ચોથી કન્યા ઊભી થઈ આગળ આવે છે. એની નાજુકમાન દેહકમાન ઉપર ઇન્દ્રધનુ જેવા રંગો છે. એની આંખોમાં સાચા મોતીનું તેજ છે. ચંદ્ર અને પૂનમ ઝંખવાણાં પડી જરા પાછળ ખસે છે.

**ચોથી કન્યા** : મારા પગ નીચેની પૃથ્વી ચાલી જાય છે અને નૂપુર ખખડયા કરે છે. વિરાટના ઝાંઝર જેવી હું ચારે દિશાઓમાં જોઉં છું ત્યારે ધરતી–આભ એકતાલે નાચતાં હોય એમ મને લાગે છે. સૂકાં પાન ઉપર પડેલું પાણીનું ટીપું પણ ' હું મોતી છું ' ' હું મોતી છું ' એમ શા માટે કહ્યા કરે છે ? ખરેખર પ્રેમ સામાન્યમાં અદ્‌ભુત જુએ છે. આપણે દૈવી નથી; શરીર તો સ્થૂલ તત્ત્વોનું છે પરંતુ ચેતનતેજ અને ભાવનામય ચિત્ત અને પ્રેમભર્યું હૃદય–એ ખરેખર દિવ્ય છે, અલૌકિક છે: જે મનુષ્યત્વથી યે પર ઉર્ધ્વજીવનનાં સૂચક બને છે: એ અમર તત્ત્વનો સ્થૂળ રૂપોમાં ભાસ કરાવે છે. આપણું સૂક્ષ્મ જીવન આવું હોવું જોઈએ. પ્રેમ, સૌન્દર્ય, શૌર્ય એ પરમ ભાવનાઓના ઉપાસી ને અંતેવાસી આપણે જ હોઈએ. આપણે એટલે આપણો આત્મા. એ અરૂપ છે ને રૂપકલા દ્વારા પ્રગટયા કરે છે.

**ચંદ્ર** ( હેબતાઈ ) : આટલી છટા, આટલી બુદ્ધિ, આટલો રૂપ-વૈભવ ! પૂનમ ! પૂનમ !

**પૂનમ** ( હોઠે આંગળી મૂકી ) : ધીમે બોલો, ધીમે બોલો. પવન દિશાઓમાં ફરી ફરી એના માટે પ્રેરણા શોધ્યા કરે છે; એ છે કવિતા.

[ નીચેની પગદંડી પર કોઈ શિખર પડયાનો અવાજ સંભળાય છે. ચારે કન્યાઓ ઉપાટાબંધ જતી રહે છે.

ચંદ્ર : આમ અચાનક ચાલ્યા જવાનું શું કારણ હશે ?

પૂનમ : એ ચારે જણી કોઈ અલૌકિક વસ્તુના આગમનનો સંદેશો લઈને આવી હતી.

ચંદ્ર ( આશ્ચર્ય ) : આગમનનો સંદેશો ?

પૂનમ : હું યે એટલા સારુ જ અહીં આવી છું. એ વસ્તુનો પ્રવેશ અહીં થશે એટલે હું ચાલી જઈશ.

[ નીચેથી વૃંદગીત આવે છે.

નેપથ્યે : ગીત

ઊંચાં ઊંચાં જોને શિખરો બોલે
શિખરો બોલે,
ડોલે, વાયુ હિંડોલે.
ઊંચાં ઊંચાં જોને શિખરો બોલે.

ઊંચે ઊંચે ચડી બેઠો મયંક
નીચે ધરિત્રીનો શીતલ અંકઃ
તારાઓ ભરતા ફાળ નીચે જવા, પાંખ હિંચોળે
ઊંચાં ઊંચાં જોને શિખરો ડોલે.

[ ચંદ્ર : બીતો હોય આમ તેમ જોવા માંડે છે.

પૂનમ : આમ ગભરાઓ છો શા માટે ? કોણ આવે છે સ્વામીનાથ !

ચંદ્ર : પૂનમ ! પૂનમ !

પૂનમ ( નજીક આવી ) : શું છે પ્રભુ ?

ચંદ્ર : કહી દે, પ્રત્યેક અનુચારિકાને કહી દે કે મારી આજ્ઞા ન થાય ત્યાં સુધી કોઈ દ્વાર ઉઘાડશો મા.

[ પૂનમ ઝડપથી અંદર જાય છે ને થોડીવારે પાછી આવે છે.

પૂનમ : પણ તમે આટલા બધા ગભરાઓ છો શા માટે ?

ચંદ્ર : હું ગભરાઉં છું શા માટે ?

એક દહાડો કહ્યું હતું–એક દહાડો એને પણ કહ્યું હતું કે જ્યારે પૃથ્વી પર પ્રકાશનું એક પણ કિરણ નહિ હોય, રાત્રિ પણ રડીરડીને બેશુદ્ધ બની હશે ત્યારે હું તારી રાહ જોતો હોઈશ. આજે એ ઘડીઓ આવી પહોંચી.

પૂનમ : પણ કહો તો ખરા, એ છે કોણ ?

ચંદ્ર ( થોથરાતો ) : રોહિણી.

પૂનમ : હા, હા યાદ આવ્યું. રોહિણી તો મને માર્ગમાં મળી હતી. ફૂલો એકઠાં કરતી હતી એ બિચારી. ફૂલોથી આખો ખોળો છલકાઈ ગયો હતો છતાં એને સંતોષ નહોતો. રાત્રિએ આવી એના કાનમાં કહ્યું કે,

[ અટકે છે

ચંદ્ર : ( અધીરાઈથી ) રાત્રિએ આવી શું કહ્યું એને ?

પૂનમ : રાત્રિએ કહ્યું કે 'બહેન, નિરર્થક શા સારુ સુગંધને ઉજ્જડ કરી રહી છે ? તારા પ્રિયતમના પગ આગળ ક્યારના અનેક ઉપહારો પહોંચી ગયા છે. એ નિષ્ઠુરને ક્યાં ખેવના છે કોઈના અંતરની ?' પણ ત્યાં રોહિણી બોલી—

[ ફરી અટકે છે.

ચંદ્ર ( ઉતાવળે ) : શું કહ્યું રોહિણીએ ?

પૂનમ : રોહિણીએ કહ્યું કે—

કઠોરતાનો વા ફૂંણી મહેચ્છાઓને કદી મારી શકે નહિ. ઝંઝાવાતે ડાળીઓ નમે, એમ મહેચ્છા નમે ખરી પણ ઉખડી તો ન જ પડે. સત્તનું ખાતર જેના મૂળને જરાક પણ ચોંટયું હશે તેને ઊની આંચ નહિ આવે. નમીનમીને એ તો ઊલટી પોતાનાં અંગને વધારે દૃઢ કરશે, કસરતથી આપણે જેમ શરીર કેળવીએ છીએ.

[ બહાર ખખડાટ થાય છે. બારણે ટકોરો પડે છે. પૂનમ બારણું ઉઘાડવા જાય છે.

ચંદ્ર ( અટકાવી ) : ઊભી રહે, પૂનમ, ઊભી રહે.

પૂનમ : મને ન અટકાવો પ્રિયતમ. મારું સ્થાન હવે કેટલા દિવસનું ? આ ચંદ્રાસન અને પુષ્પાભિષેકની અધિકારણ તો છે રોહિણી; હું નહિ.

[ ટકોરો જોરથી પડે છે. અવાજ પણ આવે છે.

રોહિણી : શિખરો સાથે અથડાઈ અથડાઈને મારું આખું અંગ છેદાઈ ગયું છે. ફૂલો યે કરમાઈ જવા માંડયાં છે. ઉઘાડો. કોઈ ઉઘાડો.

[ પૂનમ દોડે છે; ચંદ્ર ફરી અટકાવે છે.

ચંદ્ર : વિચાર કરી જો પૂનમ, વિચાર કરી જો.

તું જશે, તેજના અવિભાજ્ય વર્તુલ જેવી તું અહીંથી જશે પછી મારી ફિક્કી કાન્તિનો શો ખપ છે જગતને ? રજતના કકડા જેવો નિસ્તેજ હું લટક્યા કરીશ, ને દૂર દૂર ઊડતા તારા પાલવને જોયા કરીશ.

રોહિણી ( બહારથી ) : અંદર કોની સાથે વાતે વળગ્યા છો તમે ? આશાનું એકએક કિરણ ઊંચકીને હું અહીં સુધી માંડ

પહોંચી છું. હવે મારાથી ઊભું નથી રહેવાતું. ઉઘાડો પ્રિયતમ ઉઘાડો.

**નેપથ્યે** : પૃથ્વીનું પરમાણુ–પરમાણુ બોલે છે. 'આશાઓને કોઈ દંશ દેશો મા. કલ્પના તો ચાલી જાય છે ને આવે છે; આયુષ્ય પાછું આવતું નથી.'

[ શિખરો પરથી શ્લોક છૂટે છે.

**સોનાના પાત્રથી આજે ઢંકાયું મુખ સત્યનું.**

**પૂનમ** : પ્રત્યેકે પ્રત્યેક ક્ષણ એમ બોલે છે. વાયુ સંદેશો લઈ ધરતીને ખૂણે ખૂણે ફરી વળ્યો છે કે 'શોક્ય જેવી હું રોહિણીના હૃદય પર આવીને બેઠી છું. શિખર–માલાઓ, શિખર માલાઓ ! ( ચીસ નાખે છે. ) સત્યનું મોં મેં ઢાંક્યું નથી: સત્ય પોતે શરમાઈને છૂપાવાની ચેષ્ટા કરે છે. જુઓ, જુઓ.

[ ભીષણ કડાકો થાય છે.

**ચંદ્ર** : વજ્રની વર્ષા યે મારો માર્ગ નહિ રોકી શકે પૂનમ. તારે અંગે અંગે વસંત ઊઘડી છે, કંઠે કંઠે પુષ્પધન્વા બોલે છે. પગલે પગલે—

**પૂનમ** : પ્રશંસાના દંશ હવે હું નહિ ખમી શકું પ્રભુ, મને જવા દો. વસંત અને પુષ્પધન્વાનાં ચરણો ચૂમી હું આજે એક અદ્વિતીય મંત્ર શીખી છું. તૃપ્તિ ત્યાગમાં છે, ભોગમાં નહિ.

**રોહિણી** ( બહારથી ) : ઉઘાડો, ઉઘાડો.

**પૂનમ** ( ઉઘાડવા જતાં ) : આવું છું મા, આવું છું.

**ચંદ્ર** : મારી છેલ્લી આજ્ઞા. દરવાજો તું નહિ ઉઘાડી શકે. ( બૂમ પાડી ) રોહિણી, પાછી જા, પાછી જા.

**રોહિણી** ( ગળગળે સાદે ) : હું પાછી ક્યાં જાઉં પ્રભુ ? પગદંડી

અંધકારથી ઢંકાઈ ગઈ છે. પવનમાં ઘસાઈ ઘસાઈને શિખરો વધુ ધારદાર બન્યાં છે. ખીણોનો શ્વાસ મારા શરીરને ખેંચી રહ્યો છે; ઉઘાડો, જલદી ઉઘાડો.

ચંદ્ર : તું અહીં જીવનની ભિક્ષા માગવા આવી છે કાં ?

રોહિણી : મને ખબર નથી કે હું અહીં શા માટે આવી છું ? વિજય કે પરાજયની ઇચ્છાએ પણ મને અહીં ધકેલી નથી. પૂજા-દર્શનનું આકર્ષણ મને નથી ખેંચી લાવ્યું. આમાં જીવનની ભિક્ષાનો પ્રશ્ન ક્યાં આવ્યો? મને એટલી ખબર છે, માત્ર એટલી જ ખબર છે કે મૃત્યુને ઝંખતી ઝંખતી હું અહીં સુધી આવી છું. તમારા સ્મિત આગળ મરવું એ મારું સૌભાગ્ય છે.

[ પૂનમ દ્વાર ઉઘાડવા દોડે છે.

ચંદ્ર : પૂનમ, હજી જરા વાર ઊભી રહે.

પૂનમ : પ્રેમના આગમનને તમે હવે નહિ અટકાવી શકો.

સ્વર અને શરીરનાં સૌંદર્ય ઉપર મોહ શું પામ્યા છો પ્રભુ, રોહિણી તો સૌભાગ્યનું દાન કરવા આવી છે. એના અવાજમાં સર્વાર્પણની શક્તિ છે, સૌંદર્ય છે અને અમારા કોઈનામાં નથી એવી પ્રેમ-ભક્તિની ઝંખના છે.

[ દ્વાર ઊઘડે છે; રોહિણી દોટ મૂકી ચંદ્રના ચરણો આગળ નમે છે. પૂનમ જતી રહે છે.

રોહિણી :

ત્વં જીવિતં ત્વમસિ મે હૃદયં દ્વિતીયં
ત્વં કૌમુદી નયનયોરમૃતં ત્વમંગે



# આશા ભરેલી

પાત્રો :

સંધ્યા

| | |
|---|---|
| પંકજલતા | સૂરજમુખી |
| માલિકા | રજની |
| બહેનપણીઓ | તારાસુંદરીઓ |

ફૂલમંડળી

**ભૂમિકા :** સંધ્યા અને રજનીને નાની મોટી બહેનો કલ્પીને આ ગીતનાટિકાનું વસ્તુ ગોઠવ્યું છે. સંધ્યા નિત્ય ચંદ્રદર્શનને ઝંખે છે. ચંદ્ર જ એનું સર્વસ્વ છે. એક દિવસ ચંદ્રના પગ આગળ બેસી એની દાસી થવાના પણ એને કોડ છે. રજની પણ ચંદ્રને પોતાનો સમજે છે. એ તો આંગળીઓ ગૂંથીને એની જોડે રોજ ફરે છે પણ ખરી. ભોળી

સંધ્યા આ બધું સમજે કઈ રીતે ? એના અંતરમાં તો એક દિવસ એમ પણ થયું હશે કે મોટી બહેન મને ચંદ્ર જોડે પરણાવે તો કેવું સારું ? પણ મોટી બહેનને વહાલું હોય તે નાની બહેનને કેમ સાંપડે ? રજની સંધ્યાને સૂરજ જોડે પરણાવવાની બાજી ગોઠવે છે. પણ આખો દિવસ પૃથ્વીની પરિક્રમા કરી કરીને થાકી જતો-વૃદ્ધ થતો જતો સૂરજ સંધ્યાને કેમ ગમે ? સૂરજનાં લાખ પ્રલોભનો છતાં એ તો એની નજીક જતી નથી. સમજાવવા, પટાવવા, નિજની શેહમાં લેવા આવેલી સૂરજની નાની બહેન સૂરજમુખીને પણ સંધ્યા પાછી વાળે છે, રજનીનો ફૂંફાડો હવે ઉગ્ર બને છે. સંધ્યાને પજવવામાં એ ખામી નથી રાખતી, અને નિજનિજના સ્વાર્થને વશ એવા આપણે સંસારી પણ આજ માર્ગે જઈએ છીએ ને ? અંતે-; મોટી બહેનના ત્રાસે મૃદુલ સંધ્યા થરથરી ઊઠે છે. રજનીના અંતરનો તાપ બિચારીથી ખમાતો નથી. 'તારે સૂરજનું આંગણું લેવું પડશે' રજની પટ્ટાબાજીની રીતે સમજાવે છે. 'એનું આ સૃષ્ટિપરનું આધિપત્ય જો. સોનાનાં આસને બેસી તને રાણી થવું કેમ ગમતું નથી મારી નાની બહેન ?' 'મને ત્યાં ન મોકલશો' કંપિત અવાજે સંધ્યા કરગરે છે. ' 'હું એના આંગણામાં અગ્નિના ભડકા દેખું છું. મને તો આકાશની તારકનગરી ગમે છે. ત્યાં જવો દેશોને મોટી બહેન ?' રજનીનું અંતર વધુ કઠોર બને છે. તે નાની બહેન સામે ઘૂઘવાતો મહાસાગર લાવી મૂકે છે. રડી રડીને અચેતન જેવી થયેલી સંધ્યા દોટ મૂકી ઉછળતાં મોજાંઓમાં શરીર સંતાડી દે છે.

પાનેતર જેવી ઘાટી લાલાશે તખ્તો ઊભરાઈ રહ્યો છે. વચ્ચે છૂટાં છવાયાં કેસુડાંરંગી છૂંદણાં ગોળ-અર્ધગોળાકારે દેખાય છે. દૂર શિખરમાળ જેવી ઝાંખી કિનારી પથરાણી છે. વચ્ચે ક્યારેક મેઘધનુષ્યનો પ્રકાશ વીજળીની જેમ આવ્યે જાય છે. દિવસ નથી તેમ રાત પણ નથી એવું સંધ્યાનું ફૂલગુલાબી સવાર નયનઠારક લાગે છે.

શ્વેતવસ્ત્રધારી ચાર બહેનપણીઓની વચ્ચે સંધ્યા કેસરરંગી પાલવ ફરફડાવતી સામેથી નાચતી નાચતી પ્રવેશે છે.

સંધ્યા : ( આળસ મરડી )

નમતી હૈયાની હેલ ઊંચકવી કેમ કરી ?
કેમ કરી પ્રેમગીત ગાવું સખિ ?
કાયા ભીંજાય ને આ ભીંજાતી ચૂંદડી
અહીંઆ ઇંઢોણી ક્યાંથી લાવું સખિ ?

બહેનપણીઓ : ( આગળ આવી )

ફૂલડાં ઇંઢોણી ગૂંથી લાવજે હો બહેન !
હયાની હેલ નમી જાય,
રસચંદ્રિકા, હો બહેન !
અમૃત છલકાય એનાં ઉરનાં હો બહેન !
પવનતણી પાંખ ગૂંથી લાવજે હો બહેન !
બહેની પરસેવે ભીંજાય,
રસચંદ્રિકા, હો બહેન !
અમૃત 'છલકાય એનાં ઉરનાં હો બહેન !

સંધ્યા :

તારલીની હોડીએ તરે છે જો ચંદ્રમા,
હોડીમાં ચંદની ભરે છે જો ચંદ્રમા;
મારે હૈયે વસે,
આંખોમાં એ હસે !
ચંદ્રીના મહેલમાં સરે છે જો ચંદ્રમા.

[ બહેનપણીઓ ઝાંખા તારામંડળ સાંમું જુએ છે.

બહેનપણીઓ :

તારલીની છાબ ગૂંથી લાવજે હો બહેન !
કિરણતણાં ફૂલ ભરી લાવ
રસચંદ્રિકા, હો બહેન !
અમૃત છલકાય એનાં ઉરનાં હો બહેન !

[ અંતરીક્ષને વિનવતી હોય તેમ સંધ્યા અંજલિ ધરી ધૂંટણીએ પડે છે.

સંધ્યા :

ભાવિના ઉજાસ ભરી લાવજે હો બહેન !
અંધારાં અવનિનાં ઓલાવ,
રસચંદ્રિકા હો બહેન !
અમૃત સૂકાય મારાં ઉરનાં હો બહેન !

[ તખ્તાની ઘેરી લાલાશ હરિયાળી બને છે. કેસુડાંરંગી છાયા શ્વેત થાય છે. ધરતીનાં છિદ્રછિદ્રમાંથી જાણે ફૂલક્યારીઓ ઊભરાતી હોય એવું સુકુમાર ઉપવન પથરાઈ વળે છે. ઉપવનને જમણે ખૂણેથી છોડના પરિવારમાંથી જ ઉત્પન્ન થતી હોય એમ પંકજલતા નૃત્યગતિએ પ્રવેશે છે. સંધ્યા અને એનો સહિયર પરિવાર રંગશીર્ષમાં જતાં જતાં થંભે છે.

પંકજલતા ( સંધ્યાની નજીક જઈ ) :

પ્રેમના ગુલાબી પંથ,
એ જ જીવન એ જ અંતઃ
વીંટાતી અંગ અંગ કેવી નવલી વસંત ?

સંધ્યા ( શરમાઈ ) :

ચિત્તના ચમકાર જેવી ચંદનીની કિરણવેલ
હું તો ઝંખું છું બહેન!

બહેનપણીઓ :

સાથે ઝંખે છ ચંદ્રરાજનાં વધામણાં ?
આવું તે કેવું વહેણ ?

પંકજલતા ( આશ્વાસતી ) :

સૌ એ ઝંખે છ રોજ અંતરના દીપકને
ઉરના ધબકાર ગૂંથી એમાં વહાવે શીદ
સંધ્યા તું અશ્રુરેલ ?

સંધ્યા :

કરતાં સંસારમીઠી વેદનામાં કૈંક ખેલ,
તરતાં આકાશ ઊંડાં, આશાનાં નીર ભરેલ:
મૃત્યુથી એ હસંત.

પંકજલતા :

કલ્પનામાં કૈંક તો ચણે છે હવાઈ મહેલ,
અહીં તો છે પ્રકૃતિની ચારુતા ચીતરેલ;
વગડે વગડે રમંત,
ધરતીને અંગ અંગ નવલી વસંત.

અનેક રંગી ચૂંદડીઓ ફફડાવતી ફૂલમંડળી ( માલતી, જૂઈ, કેતકી ને ચમેલી ) જુદી જુદી દિશાએથી તખ્તા પર આવે છે. તારલીઓથી ઘેરાયેલી ચંદ્રિકાની જેમ પંકજલતા વચ્ચે પૂરાય છે.

ફૂલમંડળી :

પંકજના સાથિયા પુરાવજે હો બહેન !
વિશ્વપ્રેમ મોતીડે વધાવ
દેવમંજરી, હો બહેન !
વસંતના વિલાસ તારે આંગણે હો બહેન !

તારલીનાં તોરણો બંધાવજે હો બહેન !
ચંદ્રિકાનાં સ્મિત ભરી લાવ
દેવમંજરી હો બહેન !
વસંતના વિલાસ તારે આંગણે હો બહેન !

સંધ્યા ( નિરાશાથી ) :

એક એક ચંદ્રિકા ને એક એક ચંદ્ર રમે,
દિવસ ને રાત વચ્ચે સંધ્યા અટૂલી ભમે,
મારે કેવી વસંત ?

ફૂલમંડળી :

આશાના મંડપો રચાવજે હો બહેન ?
કીકીઓમાં કંથને સમાવ
દેવમંજરી હો બહેન !
વસંતના વિલાસ તારા આંગણે હો બહેન !

બહેનપણીઓ (સંધ્યાને)

ગગનચંદરવાની પંખિણી, બોલ હવે,
ઊગતી આશાઓના ઘૂંઘટને ખોલ હવે;
તારે હૈયે વસંત.

સંધ્યા ( ગળગળી થઈ)

આંસુનાં પૂર છલકાવજે હો બહેન !
દિશદિશનાં ઘેન ભરી લાવ
દેવમંજરી હો બહેન !
વસંતની વરાળ મારે આંગણે હો બહેન !

[ ફૂલમંડળી સાથે પંકજલતાનું પ્રસ્થાન. શિખરમાળની રેખાઓ વચ્ચે, વૃદ્ધ વરરાજા જેવા વેશે સૂરજ અર્ધઢંકાયેલો ઊભો છે. મોંની કરચલીઓ ઢાંકવાના યત્નરૂપે ફરી એકવાર તખ્તો કેસુડા રંગની ભભકમાં દીપે છે. નાની નણદી જેવા લાડ કરતી સૂરજમુખી શિખર પાછળથી આવતી હોય તેમ ગાતી ગાતી કુરંગપગલે આવે છે.

સૂરજમુખી :

સૂરજને અંક ચડી હું યે નિહાળતી,
કે, આવું અજબ રૂપ કોનું હશે ?
એક એક શબ્દ મહીં એક એક રૂપ વસ્યું
આવું અણમોલ ગીત કોનું હશે ?

બહેનપણીઓ :

એ છે સંધ્યાનું ગીત !

સંધ્યા ( સગર્વ ) :

સૂર્ય, ચંદ્ર, તારા કે ઈન્દ્રલોકથી અજીત,

સૂરજમુખી ( આશ્ચર્ય ) :

આ તો અદ્‌ભુત જીત !
રૂપમાં ય ચંદ્રમણિ જેવી છે તું ખચીત.

બહેનપણીઓ (સહર્ષ) :

રૂપ, રંગ, ગાન, તાન !

સુરજમુખી :

રસની લુંટાય લહાણ
ચગતા રસિકોના પ્રાણ,
તારે મનમંદિરે.

પહેરી ગુલાબે જાણે પાંખો પતંગિયાની
ચંદ્રિકાએ ઓઢી જાણે ઓઢણીઓ આગિયાની
આવાં તો કૈં એંધાણ
ચગતા રસિકોના પ્રાણ
તારે મનમંદિરે.

બહેનપણીઓ :

ભમરાઓ આવીને ગુંજે છે એ જ ગીત,
છોડ છોડ કળીઓ ત્યાં ટોળે વળે છે નિત;
મેંદીને અંગ અંગ,
પ્રગટે છે લાખ રંગ.
એના ગીતમંદિરે.

સૂરજમુખી :

મેંદીના ચડે છ રંગ પાનીએ, હથેળીએ
સંધ્યાના રંગ ચડે સૂરજની કેડીએ,
ધરતી એ એક કાન
થઇને સુણે છ ગાનઃ
તારે મનમંદિરે.

સંધ્યા : ( કટાક્ષમાં )

અંગ અંગ બાળી સૂર્ય. મોહ્યો પતંગમાં,
સૂરજની બહેન મોહી મેંદીના રંગમાં:
જીતેલી કે અજીત
હું કોની બાંધું પ્રીત ?
મારે મનમંદિરે !

[ સંધ્યાની સૌથી વહાલી બહેનપણી માલિકા હાંફતી હાંફતી, ચારેકોર જોતી પ્રવેશે છે. સંધ્યા એ બેબાકળી માલિકાને ભેટી એનાં આંસુ લૂછે છે. પેલી ચાર બહેનપણીઓ પણ એની શુશ્રુષામાં રોકાય છે. માલિકા સ્વસ્થ થતા સૂર્યને કઠોરતાથી જોઈ રહે છે.

સંધ્યા : ( માલિકાને )

ધખતું તારું લલાટ, એવા તે શા ઉચાટ ?
લાવી મનમંદિરે ?

માલિકા :

સખિ, સ્વપ્નતણી રાત,
કાળકીકીઓની વાત;
મારે અંતર આવી ને આજ છટકી ઊભી,
ઉરબારણામાં અધવચ્ચ અટકી ઊભી:
એની સ્મૃતિઓ શેં જાય ?
બહેની ભૂલ્યું શે ભૂલાય ?
બીજફૂરશી નીચે તું જાણે લટકી ઊભી.

[ માલિકા કંઈક વિચારતી હોય તેમ મૂગી થઈ જાય છે.

સુરજમુખી :

રસની લુંટાય લહાણ
ચગતા રસિકોના પ્રાણ,
તારે મનમંદિરે.

પહેરી ગુલાબે જાણે પાંખો પતંગિયાની
ચંદ્રિકાએ ઓઢી જાણે ઓઢણીઓ આગિયાની
આવાં તો કૈં એંધાણ
ચગતા રસિકોના પ્રાણ
તારે મનમંદિરે.

બ્હેનપણીઓ :

ભમરાઓ આવીને ગુંજે છે એ જ ગીત,
છોડ છોડ કળીઓ ત્યાં ટોળે વળે છે નિત;
મેંદીને અંગ અંગ,
પ્રગટે છે લાખ રંગ.
એના ગીતમંદિરે.

સૂરજમુખી :

મેંદીના ચડે છ રંગ પાનીએ, હથેળીએ
સંધ્યાના રંગ ચડે સૂરજની કેડીએ,
ધરતી એ એક કાન
થઇને સુણે છ ગાનઃ
તારે મનમંદિરે.

સંધ્યા : ( કટાક્ષમાં )

અંગ અંગ બાળી સૂર્ય મોહ્યો પતંગમાં,
સૂરજની બહેન મોહી મેંદીના રંગમાં:
જીતેલી કે અજીત
હું કોની બાંધું પ્રીત ?
મારે મનમંદિરે !

[ સંધ્યાની સૌથી વહાલી બહેનપણી માલિકા હાંફતી હાંફતી, ચારેકોર જોતી પ્રવેશે છે. સંધ્યા એ બેબાકળી માલિકાને ભેટી એનાં આંસુ લૂછે છે. પેલી ચાર બહેનપણીઓ પણ એની શુશ્રુષામાં રોકાય છે. માલિકા સ્વસ્થ થતા સૂર્યને કઠોરતાથી જોઈ રહે છે.

સંધ્યા : ( માલિકાને )

ધખતું તારું લલાટ, એવા તે શા ઉચાટ ?
લાવી મનમંદિરે ?

માલિકા :

સખિ, સ્વપ્નતણી રાત,
કાળકીકીઓની વાત;
મારે અંતર આવી ને આજ છટકી ઊભી,
ઉંબારણામાં અધવચ્ચ અટકી ઊભી:
એની સ્મૃતિઓ શેં જાય ?
બહેની ભૂલ્યું શે ભૂલાય ?
બીજકૂરશી નીચે તું જાણે લટકી ઊભી.

[ માલિકા કંઈક વિચારતી હોય તેમ મૂગી થઈ જાય છે.

સંધ્યા : ( એને ઢંઢોળી )

પછી કેમ વીતી રાત ?

કહે સ્વપ્નતણી વાત

એક ડગલું ભરીને કેમ અટકી ઊભી ?

ઊંચે પંથ અથડાવી શીદ પટકી ઊભી ?

એની સ્મૃતિઓ શેં જાય ?

સખિ, ભૂલ્યું શેં ભૂલાય ?

પેલી ફરશીની વાત કેમ અટકી ઊભી ?

આલિકા : ( જાગતી હોય તેમ )

ફરશી ત્યાં નહોતી, હવે સાગરની વાટ હતી,

મૃત્યુનાં સ્મિત જેવી કંદરૂપી રાત હતી;

પાનેતર ઓઢી તું સૂતી હતી નાવમાં :

તારાઓ ડૂબી જતા રજનીની વાવમાં.

સંધ્યા : ( હસતી )

ક્યાં ફરશી ? ક્યાં નાવ ?

એમાં રજનીની વાવ !

આલિકા : ( દુઃખી થતી )

ઢીલો સુકાની અને તોફાની નાવ હતી,

શઠની લગામ દીઠી હાથથી સરી જતી :

પડી મધદરીએ નાવ,

કોણ સમજે એ ઘાવ ?

સંધ્યા : ( સમજી )

સમજી હું સ્વપ્નતણા અંતરની અકળકળા,

ધગધગતા અંગારે ફૂલને તપાવે ઘણાં;

હું ના તપીશ કદી
સૂરજને અંક ચઢી;
જઈને છુપાવું કાયા સાગરના મહેલમાં.

બ્હેનપણીઓ : ( સાશ્ચર્ય )
સંધ્યાની કાયા સમુદ્રમાં બળી જશે ?

સૂરજમુખી :
સૂરજની કાયા સંતાપમાં બળી જશે ?

સંધ્યા :
થાશે થવાનું હશે !
આત્માના ઘાટ જઈને કોણે જોયા હશે ?

[ સૂર્યના રાતા અર્ધગોળા સિવાયની આખી ભોં શ્યામ બની જાય છે. તિમિરના એ મહાસાગરમાં ખરી પડતાં હોય તેવાં શ્વેત કિરણો ધીમે ધીમે વરસે છે. એ પ્રકાશની વર્ષા વચ્ચે અનેક તારાસુંદરીઓ તખ્તાપર નાચતી દેખાય છે.

તારાસુંદરીઓ :
આત્માના ઘાટ અણદીઠડા સખિ !
વિશ્વભરી નયણાં લંબાવજે,
દિશદિશના દીપ ગૂંથી લાવજે:
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

અંધારાં ઉરનાં ઉલેચવા સખિ !
તારલીનાં તેજ તરી આવજે,
પંથ પ્રાણજ્યોત પ્રગટાવજે,
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

[ સંધ્યા અંજલિ ધરી સૌમ્યભાવે આગળ આવે છે.

સંધ્યા (પ્રણિપાત કરી) :

ઊભી રહો તારાસુંદરીઓ ! મારા પ્રશ્નનો લાવજો અંત,
ચંદ્રનો મહેલ હશે કઈ દિશામાં આંહીથી કેટલો પંથ ?
એવી અણદીઠડી વાટે,
જાવું મારે આજની રાતે.

તારાસુંદરીઓ :

અણદીઠી વાટને ઉઘાડવા સખિ !
અંગ અંગ ચેતના જગાવજે,
ગગનભરી ગીતડાં ગજાવજે:
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

સંધ્યા (પ્રસન્નતાથી ઊંચે જોઈ)

નિજનિજના શ્વાસમહીં, પરના નિશ્વાસને
ઝીલી ઉરદાન કોણે દીધાં હશે ?
પ્રેમના પ્રકાશ કાજ સળગાવે પ્રાણને
એવાં તે પુણ્ય કોણે કીધાં હશે ?

તારાસુદરીઓ–બહેનપણીઓ :

પ્રેમના પ્રકાશ પમરાવવા સખિ !
પ્રાણમાં પ્રભાત ભરી લાવજે,
પુણ્યની વિરાટતા પચાવજે;
જગનાં ઊંડાણ હૈયે ઝીલવા સખિ !

[ ભાવિની ભયપ્રેરક આગાહી જેવું નેપથ્યનું વૃંદગીત સંભળાય છે

ભાવિ વંચાયું તારું ભાવિ વંચાયું;
કરમાતાં ફૂલડાંને નેન,
ઘેરાતી દિશા ને ઘેન
બ્હેન, તારું ભાવિ વંચાયું.

જીવન જોખાયું તારું જીવન જોખાયું,
આથમતાં કિરણને દોર,
ચઢતી નિશાને પહોર
બહેન તારું જીવન જોખાયું.

આયુ સિંચાયું તારું આયુ સિંચાયું,
ખરતા તારલિયાને પંથ,
સરતાં અજવાળાંને અંત.
બહેન, તારું આયુ સિંચાયું.

[ સૂર્ય ઝાંખો થતો તળીએ બેસી જાય છે. દિશાઓ કાળાશ ઓઢી લે છે. તખ્તા ઉપર રજનીની શ્યામ ચાદર પથરાઈ વળે છે. તારાસુંદરીઓ અદૃશ્ય થઈ આસકૂંદણા જેવી બની રહે છે. સંધ્યા અને તેની બહેનપણીઓ ભયભીત થઇ ઉતરતી રાતને જોઈ રહે છે; ધૃણાથી, દુઃખથી નિરાશાની વેદનાથી, રજનીની સ્રીઆકૃતિ રંગશીર્ષની વચ્ચે અર્ધી દેખાય છે.

સંધ્યા :

મોટી બહેન! મોટી બહેન!
શાન્તિની દાતા કે મૃત્યુનું સ્થિર ઘેન?
આવું તેં રૂપ શીદ લીધું રૂપાળી રેન?

રજની :

સૂરજને ઘેર તેજસૃષ્ટિનાં સિંહાસનો.
લાગ્યો શે મોહ તને ચંદ્રના પ્રકાશનો ?
પંદર દિ' જાગે ને પંદર દિ ઊંઘતો ?
એમાં અવકાશ ક્યાંથી અંતરવિકાસનો ?

સંધ્યા : ( રડવા જેવી થઈ )

મોટી બહેન ! મોટી બહેન !
સૂરજની સૃષ્ટિમાં મોકલશો ના મને,
મોકલશો ના મને એ અગ્નિને આંગણે:
ચંદ્રતણાં એક એક કિરણને ઓળખું
એમાં ભળીશ, અંશ થઈને પ્રકાશનો.

રજની ( પટાવતી ) :

સ્વર્ગની સવારીએ ચઢીને નિત્ય મહાલવું
સોનેરી નગરીના ઉપર થૈ ચાલવું,
સૂર્યને સુવર્ણરાજ્ય
ચંદ્રને તિમિરતાજ.
બંનેમાં કોણ ચડે ?
સૂર્ય કે સુવર્ણહીણ તારકોં તણો સમાજ ?

સંધ્યા ( ઘેનમાં હોય તેમ ) :

એક એક તારિકા,
રૂપેરી પિંજરે પડેલી જાણે શબ્દ સારિકા
નિમંત્રતી જુઓ જુઓ મને સખિ નિહારિકા

[ હાથ લંબાવી સંધ્યા આંખો મીંચી કોઈને ભેટવા જતી હોય તેમ દોડે છે.

રજની ( અટ્ટહાસ્યથી ) :

ત્યાં નિહારિકા નથી, નથી જ કોઈ તારિકા
શુકબાલિકા, સખીરિ સારિકા, શશિમહેલ
મેં છુપાવિયા છ સૌ
ઓઢણી તળે તિમિરની—
ઘૂઘવે છ મૃત્યુની થપાટ વીંઝતો સમુદ્ર.

રજની એના વિરાટ પાલવને ઊંચો કરે છે. સામે સમુદ્રનાં પ્રચંડ મોજાં આભને ઝીલવા ઊંચે ઉછળતાં દેખાય છે. સંધ્યા દોટ મૂકી એમાં સમાઈ જાય છે. નેપથ્યમાંથી અવાજ સંભળાય છે.

' માતાને નાખ્યું મેં વેણ, વેણ મારું નંદવાણું રે !
પિતાને નાખ્યું મેં વેણ, વેણ મારું નંદવાણું રે !

[ બહેનપણીઓ લીના કંઠે છેલ્લો રાસ શરૂ કરે છે.

બહેનપણીઓ :

સાગરનાં પાણીડાં ઉલેચવાં હો બહેન !
શ્વાસનું સિંચણીયું ગૂંથી લાવ,
જળસિંચણી હો બહેન !
જીવનનાં જળ ઊંડાં ઊતરે હો બહેન !
અમૃતનાં બિંદુડાં ઉછેરવાં હો બહેન !'
હૈયાની હૂંફ ભરી લાવ,
જળસિંચણી હો બહેન !
જીવનનાં જળ ઊંડાં ઊતરે હો બહેન !

[ ફરી નેપથ્યમાંથી કરુણાલાપ આવે છે.

'વેણુ નંદવાણું જીવન નંદવાણું,
બહેનીને નાખ્યું મેં વેણુ, વેણુ મારું નંદવાણું રે.'

બહેનપણીઓ :

કાયાની પાંખડી પ્રફુલ્લવા હો બહેન !
ચંદ્રિકાનાં કિરણ ભરી લાવ,
જળસિંચણી હો બહેન !
જીવનનાં જળ ઊંડાં ઊતરે હો બહેન !

રાત ઝંખવાણી હોય તેમ ઝાંખી પડે છે. સાગર ધીમા શ્વાસે હાંફે છે. વાદળીઓની વચ્ચેથી નીકળીને ચંદ્ર મધ્યાકાશે આવે છે, દરમ્યાન રાસ તો ગવાતો જ હોય છે. [ પડદો



# ગીતરાણી

પાત્રો

રાધા

| | |
|---|---|
| રૂપાં | સોનાં |
| મેના | ગોમતી |
| રૂંખી | કઠિયારી |

## દર્શન પહેલું

[ સાંજ ખીલી છે. ગોરજથી જરા ઝંખવાઈ ગએલી કુંજકેડીની એક બાજુ ઊંચાં ઊંચાં વૃક્ષોની લાંબી હાર દેખાય છે. પડદો ઊપડે છે. ત્યારે નેપથ્યમાંથી ધીમા સ્વરો નીકળતા હોય છે.

નેપથ્યે : ગીત

મધુવનની સખિ, કેડી ગુંજે
અમૃત-બંસી ઘેરી;
કાનનકોકિલ પુલકિતપ્રાણે
એ ઝરણું સુરભિસ્વરનું.

[ ઓઢણીનો છેડો મોં આડે રાખી એક ગોવાલણ મલપતી ચાલે નીકળે છે: એના માથા ઉપર મટકી છે.

ગોવાલણ : ગીત

એને તો જોવી શ્યામસૂરત શરમાતી.
એને તો જોવી-
દીપ જલાવો,
દીવેલ પુરાવો
એને તો જોવી શ્યામસૂરત શરમાતી.

મારગને પૂછે મૃગલાં નેણી,
સ્વપ્ન રજે ભરી પાંપણ જેની;
ભાન ભૂલી ભટકાતી
એને તો જોવી શ્યામસૂરત શરમાતી.
મૃદુ મલકંતી રાધા, ધીંસું નરતંતી,
કુંજકેડી કરી પરિમલવંતી;
નીસરી દીપક સુહાતી
એને તો જોવી શ્યામસૂરત શરમાતી.

[ બીજી ચારેક ગોવાલણો નીકળે છે.

**સોનાં** : દીવો લઈને કોને શોધવા નીકળી છે રૂપાં !

**રૂપાં** : હું નહિ, રાધા નીકળી છે. શું તેં સાંભળ્યું નથી ? કનૈયાનો ગઈ રાતથી કાંઈ પત્તો નથી.

**ગોમતી** : ( આગળ આવી ) જમના કિનારે રઝળતો હશે. કાં ગાયો ચારતો ને બંસી વગાડતો વગાડતો દૂર ચાલ્યો હશે: રઝળુનાં તે વળી શા ઠેકાણાં !

**સોનાં** : એ તો ઋષિમુનીઓનાં તપ ભંગ કરતો આવે ને સૌને છંછેડતો આવે ( લમણે હાથ દઈ ) એને પહોંચે એને ભગવાન પહોંચે.

**મેના** ( સાશ્ચર્ય ) : પણ એમાં રાધાને શું ? એ શા સારુ શોધવા નીકળી છે ? જસોદાજીને ત્યાં તો હું હમણાં ગઈ'તી. એમણે તો કાંઈએ ન કહ્યું. એ નીરાંતે બેઠાં બેઠાં રેંટિયો કાંતે છે.

**ગોમતી** : હું યે સવારમાં ગઈ'તી. મેં કહ્યું કે, કેમ માજી, કનૈયાનો કાંઈ પત્તો મળ્યો ? તો એમણે કહ્યું કે મળશે. એની ચિંતા આપણને શી ?

[ દૂર દૂરની બંસીની અત્યંત ધીમી સુરાવટ નજીક આવતી હોય છે.

**રૂપાં** ( ભાવાવેશમાં આવી ) : દૂર દૂરથી બંસરીના સ્વરો તો ક્યારના સંભળાય છે પણ એ સ્વરકારનો ક્યાં ય પત્તો નથી. ( નીચું જોઈ ) ઝાડનાં પાન ખખડે છે ને કોઈનાં નૂપુરનો અવાજ આવે છે. જમનાજીનાં અખંડ વહેતાં પાણીમાં ઝાંઝરી વગડ્યા કરે છે. ફૂંકાતો પવન પણ એ બંસીની સુરાવટને રમાડતો રમાડતો એટલી મીઠી અને મંદગતિથી લઈ આવે છે કે ( આંખો મીંચી ) એ સાંભળ્યાં જ કરીએ. એનો વગાડનાર ન મળે તો કાંઈ નહિ, એની સ્વરલહરીને કોઈ અટકાવજો મા.

સોનાં : રાધા પણ જ્યાં સામી મળે ત્યાં આવું જ કાંઈક બોલ્યા કરે છે, આવું જ કાંઈક. જાગતાં જીવને સ્વપ્નસૃષ્ટિમાં ધકેલી દે એવી અપૂર્વ સુરાવલિ કનૈયે એની બંસરીનાં છિદ્રોમાં ભરી છે.

ગોમતી ( કટાક્ષમાં ) : તને યે રાધાની જેમ એનું ઘેન ચડવા માંડયું ખરું.

રૂપાં : કોને એનું ઘેન નથી ચડયું ? કોણ સુધસાન નથી ખોઈ બેઠું ?

[ નેપથ્યમાંથી રૂખીનો ગીતટહુકો સંભળાય છે.

નેપથ્યે :

આજે યમુનાને કાંઠે રાધા સુનસાન ભૂલી,
ભૂલી વારિદર્પણે પડેલ એનું રૂપ.

સોનાં : આ તો રૂખીનો અવાજ. જરૂર એ કાંઈક સમાચાર લાવી હશે.

રૂખી ( પ્રવેશી ) : ગીત

આજે યમુનાને કાંઠે રાધા સુધસાન ભૂલી,
ભૂલી વારિદર્પણે પડેલ એનું રૂપઃ
યમુનાજીના તરંગે,
રાધિકાને અંગે અંગેઃ
બંસરીએ પાડયાં હતાં છૂંદણાં અરૂપ
આજે યમુનાને કાંઠે–
વાયુએ લંમાતે કાંઠે,
આકાશે અમીટ-મીટેઃ

કહ્યું કે 'એ તારી છાયા, અન્ય નહિ અન્ય.'
આજે યમુનાને કાંઠે-
સુધસાન રાધા ભૂલી,
'એ હું નથી' એમ બોલી:
'શોધું છું તે આંહીં મળ્યું, ફેરો થયો ધન્ય.'
આજે યમુનાને કાંઠે-

**રૂપાં** ( રૂખીની નજીક જઈ ) : રૂખી, રૂખી, આ તું શું કહે છે? શું કનૈયો પાણીમાં સંતાયો છે? તેં ત્યાં રાધિકાને જોઈ?

**રૂખી** ( લાંબો નિસાસો લઈ ) : હા, બહેન! હા. રાધા તો જમનાજીને ઠપકો આપતી'તી કે બોલો મા! બોલો, તમે કૃષ્ણને ક્યાં સંતાડયો છે!

**સોનાં** ( અધીરાઈથી ) : પછી?

**રૂખી** : જમનાજી તો ખડખડ હસ્યાં ને બોલ્યાં કે તું જ્યાં ઊભી છે ત્યાં જ કનૈયો સંતાયો છે! પછી તો રાધાએ પાણીમાં જોયું તો એમાં પોતાના પડછાયાને બદલે ત્યાં તેણે કનૈયાનો પડછાયો જોયો.

**રૂપાં** ( ભય પામી ) : ઓય મા!

**રૂખી** : આપણે ડરી જઈએ પણ રાધા એવી કાચીપોચી નથી કે ડરી જાય. એ તો કછોટો મારી પાણીમાં કૂદી પડવા તૈયાર થઈ. ( ધીમેથી ) પણ ત્યાં તો જમનાજી બીજીવાર હસ્યાં ને વીરડા-માંથી જેમ પાણી ઉલેચાઈ જાય તેમ અચાનક એટલામાંથી પાણી આપમેળે ઉલેચાઈ ગયાં.

**ગોમતી** (શંકાશીલ બની) : શું તેં આ બધું નજરો નજર જોયું?

રૂખી : હા, બહેન ! હા. આ બધી જોયેલી વાત છે, સાંભળેલી નહિ.

રૂપાં : પછી શું થયું ?

રૂખી : ત્યાં તો રાત પડી ગઈ એટલે રાધા દીવો લેવા એને ઘેર ગઈ.

મેના : દીવો લાવીને એ શું કરશે ?

રૂખી : જમનાજીને કાંઠે કાંઠે ને મથુરાંની વાટે વાટે આખે વનવગડે એ ભટકશે. આપણને દિવસે પણ સૂઝે નહિ એટલુ એને રાતે સૂઝે છે. અંધારામાં પણ એ કનૈયાનાં પગલાં પારખી જાણે છે.

રૂપાં ( ઊંચે જોઈ ) : કૃષ્ણબંસીના સ્વરોની પ્રેરણા, જમનાજીના તરંગોની નૃત્યરાણી, ગોકુલની ગીતભાવના જેવી રાધા અત્યારે ક્યાં હશે ?

[ તે હતાશ થઈ નીચે બેસી જાય છે. રાધાના આગમનનાં ચિન્હ રૂપે ગોરસી માથે લઈને ચાર આહીર કન્યાઓ નીકળે છે.

આહીર કન્યાઓ : ગીત

મારી ગોરસી,
મારી ગોરસી:
મારી ગોરસીનાં ગોરસ છલકાય રે,
ઓલી ચંદા આકાશે થંભી જાય રે.
તારકની ટીલડી,
રજનીની ઓઢણી:
મારગડો તેજે મલકાય રે,
આગિયા આવીને મારી આંખોમાં ઊડતા
કેસૂડો પાની રંગી જાય રે
ઓલી ચંદા આકાશે થંભી જાય રે.

વિશ્વભમરડો જોને ન થાકે
ફરતાં એ બારે માસ રેઃ
ઘમ્મરવલોણું મારું થાકે ન ઘૂમતાં
છલકાવે ગોળીમાં છાશ રેઃ
ઓલી ચંદા આકાશે થંભી જાય રે.

[ ધીમે ધીમે સૌ જાય છે.

## દર્શન બીજું

[ આમ તેમ જોતી રાધિકા દીવડા સહિત નીકળે છે. આગળ એક ગોપી પણ સાંકળદીવડી લઈને ચાલે છેઃ બંનેનાં મોં પર ઘેરો વિષાદ છે. પગલાંની ગતિ અત્યંત મંદ છે.

રાધા : ગીત

ભીની આંખો કોઈ લૂછશો મા
રોકજો મા મને ગાતાં વિયોગની સંજીવની સ્વરમાં
ભીની આંખો કોઈ લૂછશો મા.
ભેટવા આવતી રુદનથી જ્યારે
ચારે દિશાઓની ભીંસ;

મુખનું ઓઢણું આડું રાખી કદી
નો'તી ચઢાવી મેં રીસ–
મુરારીને સોંપી દીધું હતું શીશ.
મેં તો વજ્જરનું મીણું કરી
ભાંગી ભીતરની ભ્રમણા;

અશ્રુધારે હું તો શોધી રહી છું
પ્ર ભુ ત ણાં પ ગ લાં—
ઉતારીને આભનાં ચાંદરણાં
ભીની આંખો કોઈ લૂછશો મા.

[ એક ભતવારી હાંફતી હાંફતી પ્રવેશે છે.

**ભતવારી** : રાધા, રાધા !

**રાધા** ( ચમકીને, ઊંચું જોઈ ) કોણ ભતવારી ? શું છે બ્હેન ?

**ભતવારી** : ગોકુળની ગલીએ ગલીએ શોધશો, કુંજોની કેડીએ કેડીએ ભમશો, જમનાજીને કાંઠે કાંઠે દીવા મૂકાવશો તો ય કનૈયો નહિ જડે. મેં તો એને—

**રાધા** ( ઉતાવળથી, વચ્ચે ) : તેં એને ક્યાં ય જોયો ?

**ભતવારી** ( શ્વાસ ખાઈ ) : પરોઢિયું હતું ને હું ખેતરે જતી'તી. પંખી માળામાં પોઢી ગયાં'તાં, વનવગડો શાન્ત હતો, જમનાજી મીઠી ઊંઘમાં પડયા'તાં—

**રાધા** ( અધીરાઈથી ) : અરે બાઈ, મારે સવારનાં વર્ણન નથી જોઈતાં: મને કહે તો ખરી તેં કનૈયાને ક્યાં જોયો ?

**ભતવારી** : હું તો કેડીએ કેડીએ જતી'તી, મથુરાની કેડીએ કેડીએ. ત્યાં પાછળ ઘોડાના ડાબલાનો અવાજ અને રથની ઘૂઘરીઓ સંભળાણી. મેં પાછું વાળી જોયું તો રથ સાવ નજીક આવી ગયો. ને અંદર જોઉં છું તો અક્રૂરજી અને કૃષ્ણ જોડાજોડ બેઠેલા.

**રાધા** ( ઘેનમાં હોય તેમ ) : મથુરાંને માર્ગે, રથમાં બેસીને, અક્રૂરજીની સાથે ?

**ભતવારી** : હા, રાધા ! હા. મેં કહ્યું કે અક્રૂરજી, રથ ઊભો રાખો મારે થોડુંક પૂછવું છે.

**રાધા** ( જિજ્ઞાસાથી ) : પછી ?

**ભતવારી** : રથ તો ઊભો રહ્યો ને અંદરથી કૃષ્ણે મોં બહાર કાઢ્યું ને ઉતાવળે ઉતાવળે પૂછ્યું કે તારે કોનું કામ છે બાઈ ?

**રાધા** : કનૈયાએ પૂછ્યું ?

**બધી** : શ્રીકૃષ્ણે પૂછ્યું ?

**ભતવારી** : હા, બહેન ! હા. મેં ઉત્તર વાળ્યો કે પ્રભુ, તમને પૂછવું છે. મધરાતે, ગોકુળ ભરનિદ્રામાં સૂતું હતું ત્યારે, ગોવાળોને, વ્રજગોપીઓને, જમનાજીને અને તમારા મુખચંદ્રની ચાંદની જેવી રાધિકાને જાણ કર્યાં વિના ચોરની જેમ નાસો છો કયાં ?

**રાધા** ( ઊંડો નિસાસો લઈ ) : એ મુખચંદ્ર અને એ ચાંદની કદીએ ન ઊગવા માટે હવે તો આથમી જ ગયાં. (યાદ આવતાં) હં બહેન ભતવારી, પછી ?

**ભતવારી** : કૃષ્ણે કહ્યું કે સૂતેલાં ઝાડવાં પણ આમ જ બોલ્યાં'તાં. ચાંદરણાં ફળની જેમ ખરી પડી મને આવો જ કાંઈક ઠપકો આપતાં'તાં. પણ હું હવે ગોકુળમાં નહિ રહી શકું. મથુરાંની અશાન્ત, ઊકળતી ધરતીએ મને બોલાવ્યો છે. વ્રજગોપીઓને કહેજો, ગોકુળવાસીઓને કહેજો, જમનાજીને કહેજો મથુરામાં રહ્યે રહ્યે હું તમને યાદ કર્યાં કરીશ.

**રાધા** ( યાચતી હોય તેમ ) : મારા માટે કાંઈ સંદેશો નહિ ? કાંઈ જ નહિ ?

**ભતવારી** ( હળવેથી ) : તારા માટે તો એમણે ઘણું કહ્યું છે

રાધા. મારા કાનની નજીક મોં લાવી બંસી જેવા અત્યંત મીઠા અને કોમળ અવાજે એમણે કહ્યું કે રાધિકાને કહેજે–પેલી સૂરપૂજારણને કે હું જ્યાં જઈશ ત્યાં મારી આંખો હા. તને જ શોધતી રહેશે, અક્રૂરજી સાથે છે નહિતર હમણાં હું રથ છોડીને પાછો ચાલ્યો આવું. મથુરાંનો મારગ મને કાંટા જેવા ખૂંચે છે.

**રાધા** ( ભાન ભૂલી ) : કનૈયા. કૃષ્ણ, ઓ કૃષ્ણ !

[ ગાંડી થઈ ગઈ હોય તેમ રાધા દિશાઓ તરફ જોઈ રહે છે ને આમ તેમ દોડે છે.

**રૂપાં** ( એને રોકતી ) : રાધા, તું ભાન ભૂલી આમ તેમ દોડે છે ક્યાં ? રથ તો બહુ દૂર નીકળી ગયો હશે.

**મેના** : હા, રાધા ! હવે ત્યાં પહોંચવું એ સહેલી વાત નથી.

**રાધા** ( મોટા અવાજે ) : શું સહેલી વાત નથી ? વ્રજગોપીઓ, મથુરાંની કંટકકેડી ઉપરથી કૃષ્ણને પાછા લઈ આવવા એ શું ભારે અઘરી વાત છે ? ( તમામને સંબોધતી ) બહેનો, કનૈયા વિના, એની બંસીના સૂરો વિના ગોકળનું ગોધન ઘરબહાર પગ નહિ મૂકે તે જાણો છો ? ગાયોના આંચળ દૂધનું એક પણ ટીપું પાડયા વિના એમને એમ સૂકાઈ જશે. પંખીઓ ગાશે નહિ, જમનાજી પાતાળે જતાં રહેશે ને તે બારે માસ લીલીછમ રહેતી કુંજગલીઓ ભર ચોમાસે પણ પલ્લવિત નહિ થાય.

[ લમણે હાથ મૂકી તે અત્યંત નિરાશાથી નીચે બેસી જાય છે.

**સોનાં** ( ઉતાવળે ) : હા, હા, વ્રજગોપીઓ ! ચાલો. હજી બહુ મોડું નથી થયું. હમણાં આપણે રથને પકડી પાડીશું.

**રૂપાં** ( તૈયાર થતી ) : હા, હા, ચાલો.

રાધા ( ઊભી થઈ, આવેશમાં ) : જાઓ, બ્હેનો ! જાઓ. જમુનાજીને પણ કહેજો, કે તારા તરંગોથી પાણીનો કિલ્લો બનાવી તું કનૈયાને કેમ નથી રોકતી ? ચાલો, હું પણ તમારી પાછળ જ આવું છું.

[ વંટોળિયો દોડે તેમ ગોપીઓ દોડે છે. રાધા જમનાજી સામે જિજ્ઞાસાથી જોઈ રહે છે.

રાધા : ગીત

ઢાળ ઢાળ યમુના, જલધારી
બાંધી પાળ પથ રુંધ વારુણિ,
જાય છોડી વ્રજને વનમાળી—
ઢાળ ઢાળ યમુના૦

ધેનુ, રથને લેજો રોકી
હાથ પકડજો હરિના ગોપી !
હું ય હારી સુધબુધ વિસારી—
ઢાળ ઢાળ યમુના૦

વનપંખીગણ કરજો ગાતાં,
વાયુવીંઝણા થાજો વાતા;
ચરણકમળમાં પાલવ ઢાળી—
ઢાળ ઢાળ યમુના૦

[ ગોપીઓને માર્ગે દોડી જાય છે.

## દર્શન ત્રીજું

[ પરોઢિયું ક્યારનું ચાલ્યું ગયું છે ને સૂરજ ઠીક ઠીક ઊંચે ચડયો છે. ખેતરને સીમાડે ગોપકન્યાઓ રમતી હોય છે.

ગોપકન્યાઓ : ગીત :

દૂરે દૂરે કોનો પદધ્વનિ બાજી રહે ?
ધેનુ પાછી વાળી વાળી એને જોઈ રહે—
દૂરે દૂરે કોનો૦

ધીમે ધીમે ઝાડપાન-પંખીઓ જાગે,
વાયુ બંસી કૂંણી કૂંણી કૂંપળે વાગે:
વસંતની વાણી વેણુ વાઈ રહે—
દૂરે દૂરે કોનો૦

નાનાં જલપંખી ઝંખે ઊડવા આલે,
નાની નાની લહેરીઓ નાચવા લાગે:
અધખૂલી છીપે મોતી શરમાઈ રહે—
દૂરે દૂરે કોનો૦

[ સૌ એક પછી એક જતી રહે છે. માથે લાકડાંનો ભારો ઉપાડીને એક અંધ કઠિયારી નીકળે છે. તેણે એક હાથે ભારો ટેકવ્યો છે ને બીજા હાથમાં લાકડી છે; તે ગાતી ગાતી પ્રવેશે છે.

કઠિયારી : ગીત

તારી આશાને છાંયે જે કોઈ બેસે
તેને હરિ, સંભાળજે તું.
કોઈ અબોલ તણી કંઠવેણુમાં
લાખ લાખ સૂરે વાગજે તું.
તારી આશાને છાંયે.

થાકેલી નદીઓ કેરાં નીંદરતાં નીરને
મધરાતે ઝબકાવજે તું,
આકરા ઉનાળાની વેળુના તાપને
શિયાળુ ગીત ગવરાવજે તું.
તારી આશાને છાંયે૦

પાંખોમાં પાંખ મૂકી ઊડંતી વાદળીમાં
વીજલડીને ચમકાવજે તું,
આંખડી અંધ છતાં અજવાળું શોધવા
લાકડી બનીને બાપુ, આવજે તું.
તારી આશાને છાંયે૦

[ ભારો નીચે મૂકી ખૂબ થાકી ગઈ હોય તેમ કઠિયારી નીચે બેસી જાય છે.

રાધા પ્રવેશે છે; બેબાકળી, દોડતી, ઠેલાં ખાતી.

રાધા : ગીત

કોઈ કહેજો
કોઈ કહેજો જઈ માધવને વિનતિ
મારું મનડું રહ્યું મળવા તલપી
કોઈ કહેજો૦

એને પગલે નર્તન જાગે સખિ,
એને કંઠે કીર્તન વાગે સખિ,
સુંદરતાનાં ડગલાં ભરતી
કોઈ કહેજો૦

ઉષાની કુમકુમ આંગળીએ,
સંધ્યાની સોનાચાખડીએ;
રજની પાનેતરમાં રમતી
કોઈ કહેજો૮

[ દોડતાં દોડતાં કઠિયારીના પગ સાથે એના પગ અથડાય છે. અર્ધનિદ્રાવસ્થામાં પડેલી કઠિયારી ઊભી થવા માટે આમ તેમ લાકડી શોધે છે; રાધા એને જોઈ બે ડગલાં પાછી હઠી જાય છે.

**કઠિયારી** ( નમ્ર અવાજે ) : શું દુનિયામાં કોઈ દેખતું જ નથી ?

**રાધા** ( નિરાશાથી ) : તારી વાત સાચી છે બહેન, હું પણ તારા જેવી જ છું.

**કઠિયારી** ( સાશ્ચર્ય ) : કોણ રાધા ? ગોકુળની ગીતરાણી ?

**રાધા** : હું ગીતરાણી છું તેની મને ખબર નથી, પણ હું ગોવાળણ રાધા તો છું જ. તું મને મારા અવાજ ઉપરથી ઓળખી ગઈ લાગે છે.

**કઠિયારી** ( ઊભી થઈ, રાધાને માથે હાથ ફેરવી ) : પણ આ નિરાશા, આ દુઃખ, આટલી ઉતાવળ, આ બધું છે શું ? રાધા તું ક્યાં જાય છે ? માર્ગ તો નથી ભૂલી ગઈ ?

**રાધા** : હું આજે ખરેખર ભાન ભૂલી છું, હૃદય ભૂલી છું અને માર્ગ પણ ભૂલી ગઈ છું.

**કઠિયારી** : પણ તું અહીં ક્યાંથી ? આ તો મથુરાનો માર્ગ છે.

**રાધા** : હા, બહેન ! હા. હું મથુરાને માર્ગે જ ચાલી આવું છું. શ્રીકૃષ્ણનો રથ અહીંથી જ ગયો હશે. વ્રજગોપીઓ, કુલનારીઓ,

ધેનુઓ બધાં એની પાછળ પાછળ આ જ રસ્તે થઈને ગયાં હશે. ( નિસાસો લઈ ) પણ એ બધાંનો મેળાપ મને હવે ક્યાંથી થાય ?

**કઠિયારી** : ( વિચાર કરી ) હા, મેં ચાલતાં ચાલતાં ઘૂઘરીઓ સાંભળી હતી ખરી. પછી એ રથની હોય કે ગોપીઓના ઝાંઝરની એ તો કોણ જાણે. પાછળ વંટોળિયા જેવું કાંઈક ઊડતું હતું. મને પણ બે ગડથોલિયાં આવી ગયાં.

**રાધા** : ( આશ્ચર્યપૂર્વક ) : વંટોળિયો ?

**કઠિયારી** : વંટોળિયો જ તો ! ગોપીઓ દોડે અને વંટોળિયો ન ચડે એવું કાંઈ બને ? હું તો બહેન, એવી ડરી ગઈ કે લાકડાંને પડતાં મૂકી એક ઝાડને બાથ ભીડીને બેસી ગઈ. પછી ઝાડના થડ પાસેથી બધી બાતમી મળી ગઈ.

**રાધા** ( હસતી ) : થડ પાસેથી ? ઝાડ તે કાંઈ બોલતાં હશે ?

**કઠિયારી** : લાકડાંનો ધંધો કરનારાં અમે લાકડાંની બોલી જાણીએ છીએ. એક લાંબો નિસાસો લઈને થડ બોલ્યું કે, ગોકુળથી રીસાઈને મથુરાં જતા કૃષ્ણને રોકવા આજે આખો ગોપપરિવાર ઉપડયો છે. આગળ દોડતા રથનાં પૈડામાંથી પણ એજ અવાજ આવતો હતો. ‘ પ્રભુ, પાછા વળો, પાછા વળો. ’

**રાધા** : એ રથ અહીંથી કેટલેક ગયો હશે બહેન ?

**કઠિયારી** : અર્ધે રસ્તે તો જરૂર ગયો હશે. પણ બહેન રાધા, ઠેઠ મથુરાના સીમાડા સુધી પહોંચ્યો હોય તો ય શું ? એને પાછું આવવું જ પડશે.

**રાધા** ( આઘે જોઈ ) : જમનાજીને મેં કહી રાખ્યું હતું. ગોપીઓ પણ પહોંચી ગઈ હશે, ગાયોનું ધન પણ—

**કઠિયારી** ( વચ્ચે ) : જમનાજી, ગોપીઓ, ગાયોનાં ધણ કોઈ ન જાય તો પણ એ પાછા આવશે.

**રાધા** ( સાશ્ચર્ય ) : તેં કેમ જાણ્યું ?

**કઠિયારી** : બંસીનાં છિદ્રો પૂરાઈ ગયાં છે. એમાંથી સ્વરો બહાર નીકળતા નથી. મારા ભારાની એક એક લાકડી એ જ વાત કરતી હતી.

**રાધા** : આખે રસ્તે તેં ક્યાં ય એમની બંસીના સ્વરો ન સાંભળ્યા?

**કઠિયારી** : ના, ના, ક્યાં ય ન સાંભળ્યા. બંસીના સ્વરો સાંભળું છું ત્યારે મારી હોલવાઈ ગયેલી આંખોના દેવતા પાછા આવે છે. કાનમાં થઈને હૃદય અને નેત્ર બંનેને પ્રકાશથી ભરી દે છે. એ અવાજની બીજી અનેક શક્તિઓ જોઈ છે; ફૂલોને ઊઘડતાં જોયાં છે. ઊડતી ધૂળને શાન્ત થતી જોઈ છે. ઊંઘતાં પંખીઓને ગાતાં સાંભળ્યાં છે.

**રાધા** ( હર્ષાવેશમાં ) : એ બંસી, એનો ભીનો અવાજ ફરી ક્યારે સાંભળવા મળશે ?

[ દૂરથી વેદના ભરી મંદ સુરાવલિ ખેંચાઈ આવે છે. રાધા અને કઠિયારી એ દિશા તરફ કાન માંડે છે.

એ સુરાવટ ઉપર પગલાં મૂકીને જાણે આવતી હોય તેમ ધીમે પગલે ને નમેલાં વદને કેટલીક ગોપીઓ પ્રવેશે છે. સૌથી આગળ ચાલતી રૂપાંના હાથમાં બંસી છે.

**રાધા** ( ગાંડીની જેમ ) : કોણ છો તમે ? અરે હા, તમે તો વ્રજગોપીઓ. પણ આમ એકલી અને ઉદાસ કાં ? કૃષ્ણ ક્યાં છે ?

**રૂપાં** ( બંસીને તેની સામે ધરી ) : કૃષ્ણ તો ન આવ્યા પણ એનું સંભારણું આ રહ્યું.

**રાધા** : એનું સંભારણું ? બંસી ?

**રૂપાં** ( નિસાસો લઈ ) : હા, રાધા ! જમનાજી આડાં ફર્યાં, ગોપીઓ રથને વીંટળાઈ વળી ત્યારે મહામહેનતે અક્રૂરજીએ રથને રોકયો. ધેનુઓનાં તો ટોળેટોળાં માર્ગમાં બેસી ગયાં હતાં.

**રાધા** ( રોષમાં આવી ) : રૂપાં, રૂપાં, હું કૃષ્ણના સમાચાર પૂછું છું; ધેનુઓના નહિ, અક્રૂરજીના નહિ, ગોપીઓના નહિ.

**રૂપાં** : કૃષ્ણે રથમાં બેઠા બેઠા આ બધું જોયું, ( ગળગળી થઈ ) પણ નીચે ન ઉતર્યા. એની આંખોમાં ( અટકી ) રાધા, એની આંખોમાં.

**રાધા** ( નરમ પડી ) : એની આંખોમાં ? એની આંખોમાં શું હતું રૂપાં ?

**રૂપાં** : ઝળઝળિયાં ભરાઈ આવ્યાં હતાં, કંઠમાં કાચકી બાઝી ગઈ હતી, મહામહેનતે આટલા શબ્દો ઉચ્ચાર્યા.

**રાધા** : શું કહ્યું એમણે ?

**રૂપાં** ( નિશ્વાસ નાખી ) : કહ્યું કે આ બંસી રાધાને સોંપજો. મેં જમના કિનારો છોડયો, ગોકુળ છોડયું, રાધા છોડી, હવે બંસીનો મોહ મારે શા કામનો ? ગોકુળની એ કુંજકેડીઓ, લીલીછમ વનરાઈઓ, જમનાજીનો કાંઠો એ તમામનાં દર્શન હવે છેલ્લીવાર કરી લઉં.

**રાધા** ( હતાશ થઈ ) : છેલ્લીવાર ? કદાચ છેલ્લી જ વાર !

**સોનાં** : હા, રાધા, અને ઉમેર્યું કે, બંસીમાંથી હું રાધાના હૃદયની

ભાષા જન્માવતો. એનાં હર્ષ, રુદન, ઉન્માદનાં અનેક સ્વર-ચિત્રો—જમનાજીના તરંગો પર, વૃન્દાવનને વૃક્ષે વૃક્ષે, ગોપ-ગોપીઓની રાસ મંડળીમાં મેં સરજાવ્યાં છે. આજે એ તમામને આ બંસીનાં છિદ્રોમાં પૂરીને ચાલ્યો જાઉં છું ( શ્વાસ ખાઈ ) આપણે બધાં ફરી મળીશું ત્યારે મારા હોઠ ઉપર બંસી નહિ હોય, માથે મોરપિચ્છનો મુગટ નહિ હોય, ખભે કામળી નહિ હોય પણ—

રાધા ( અધીરાઈથી ) : પણ ?

રૂપાં : પણ હશે, ઇન્દ્રધનુના રંગો જેવું, કલ્પનાની પીંછીથી સરજાયેલું મઝિયારણ રાધાનું એક સંભારણું.

રાધા ( ઊંચું જોઈ ) : આ પરિવર્તન, આ ત્યાગ, અમૃતનો આ અભિષેક એ કૃષ્ણ, શું સાચે જ ચિરંજીવ રહેવા સરજાયાં છે ? શું સાચે જ ?

[ બંને હાથની અંજલિ રચી રાધા બંસીને ઝીલે છે. ઘૂંટણિયે પડી નમે છે. બીજી બે ગોપીઓ બંસી અને રાધા ઉપર ફૂલોનો અભિષેક કરે છે. નેપથ્યમાંની ગીતધારા આવે છે.

નેપથ્યે : ગીત

શતદલ કમલ ગયાં કરમાઈ
ગઈ શરમાઈ પથરેણુ;
આન વિલાયાં પંખીગણનાં
બંધ પડી જ્યાં વેણુ.

વ્રજગોપીઓ :

રાધિકા, રંગભીની અંતરમાં શાને અકળાય ?
વેણુના સૂર લીધા શાને સંકેલી હરિ,
જંપ્યાંની નીંદરૂં ડોળાય;

નાસી છૂટી ધેનુ ખેતરને ખૂંદતી,
પંખી માળામાં મુઝાય.
રાધિકા, રંગભીની અંતરમાં શાને અકળાય ?

રાધા :

રાધા તો બંસીનાં છૂંદણાંને પૂછતી,
પ્રીતિનો આ કેવો ન્યાય ?
દૂજી શું રાધા ને દૂજી શું બંસરી
શ્રી કૃષ્ણે શોધી શું કર્યાં ય ? રાધિકા૦

[ પડદો

---

નોંધ : શ્રી વિક્રમાજિત દ્વિ સહસ્રાબ્દિ ઉત્સવ પ્રસંગે ખાસ ઊભા કરેલા રંગમંડપમાં તા. ૧લી અને બીજી ૧૯૪૪ની રાતે પ્રથમ ખૂબ જાજ્વલ્યમાનપણે ભજવાયું. મુખ્ય પાત્રોનાં નામ. બહેન ભાનુમતી જેષ્ટારામ, પ્રમિલા રૂપારેલ, યશોદા ચંદારાણા, કમળા મીસણ, મનોરમા માલાણી, યશોદા ત્રિવેદી. ગીતોના નેપથ્ય સ્વરવાહક શ્રી તનસુખ શેઠ. સમગ્ર સ્વરાંકન: શ્રી દુર્ગાશંકર ત્રિવેદી.

# વાદળીનાં મોતી

**પાત્રો**

મુગ્ધા - નણદી

કન્યાઓ

**ભૂમિકા :** અટારીમાં ઊભી ઊભી કોડીલી કન્યા, સામી શેરીમાં નજર ખેંચી ખેંચીને કાંઈક શોધી રહી છે. એ શેરીમાં એના ભાવિ-પતિની હવેલીઓ છે. કલ્પનાની પાંખો શરીરને ખેંચી એ દિશા ભણી દોરી રહી છે. એ કોડીલા કંથના પગમાં આળોટવાનું મન ક્યારનું કૂદાકૂદ કરી રહ્યું છે. એની અધીરી આંખોમાં ભાવિની મનોરમ રંગસૃષ્ટિ આલેખાઈ આલેખાઈને અદૃશ્ય થઈ જાય છે. આમ દૃશ્ય-અદૃશ્ય સ્વપ્નાંની અનેક લીલાઓમાં એ કોડભરી કન્યા રાચતી હોય છે.

અને પછી કોઈ ધન્ય ચોઘડિયે એ પરણે છે. એના અંતરમાં આનંદ મા'તો નથી. કૂંકુમરંગી પાનીઓ જોતાં, પતિને ગાંડો કરી

મૂકવાની એની જિજ્ઞાસા નાચી ઊઠે છે. રૂપાળી રાત વધુને વધુ નજીક આવતી હોય છે.

વસંતના સ્મિતથી ધરતી રમણીય બની છે. રૂપાળી દૂધ જેવી ચાંદનીમાં વરવહુ શેત્રંજ રમવા બેઠાં છે. ત્રણ ચાર રમતો સુધી કંથ હારતો જાય છે. અને લાડીલી વહુ એને પજવતી હોય છે. સ્વામીની પ્રભુતા એ પજવણીમાં છાના ડામ જેવી વેદના અનુભવે છે. તે ગુસ્સામાં ઊભો થઈ જાય છે, પગઠેશે શેત્રંજને ઠશેટે છે ને પહેલી જ રાતે શયનગૃહ છોડી જતો રહે છે. માનિની આમાં પણ મશ્કરીની જ ભાવના પેખે છે પણ ધીમે ધીમે એ ઘટના લાંબા અબોલામાં પરિણમે છે.

વિજોગણ સવાર પડે ત્યાં સુધી ઝરૂખામાં ડોકાઈ ડોકાઈને વહાલમની વાટ જોતી હોય છે. પણ એના વાવડ કોણ મોકલાવે ? સામી જ મેડીમાં રહે છે છતાં કોઈ દિવસ ખબર સરખી એ મેણું ખમેલો રાયવર કઢાવતો નથી. હિંદુસંસારની કરુણામૂર્તિ કન્યા બીજું તો શું કરે ? રડી રડી એ જુગ જુગ જેવા દિવસો વીતાવતી હોય છે.

મીઠા હૈયાંની નણદી એક દિવસ ભાભીનાં કુશળ પૂછવા આવે છે. વિજોગણનાં રૂપ જુએ છે. રડી રડીને સૂઝી ગયેલી આંખો જુએ છે. એની આંખોમાં પણ આશ્વાસનનાં આંસુ આવે છે, દોડીને એ ભાભીને ગળે વળગે છે. ભાભીનું હૈયું નણદીને જોઈ પ્રસન્નતા અનુભવે છે.

વિજોગણને દુઃખે દુઃખી એનો સહિયરપરિવાર પેલી મધુમુખી નણદીને, ભોજાઈનો કાગળ બનીને ભાઈને સમાચાર પહોંચાડવાનું સૂચવે છે. નણદી હસતાં મને એ સ્વીકારે છે ને ઉમેરે છે કે, ' મારું વેણ ઉથાપાશે તો હું જીવનભર કુંવારી રહીશ. '

પહેલે પ્રહરે આવેલા સમાચારમાં, પશ્ચાતાપથી ભરેલું પતિનું હૈયું કબૂલે છે કે, ' મને તો પત્ની ઉપર જીતની—પ્રભુત્વ સ્થિર કરવાની ઇચ્છા હતી, હૈયું જોવાની નહિ. ' નેપથ્યવૃંદની એ ગીતલહરી પર પગલાં મૂકી પ્રિયતમ પવનવેગે પ્રવેશ કરે છે, ને વિજોગણને નમે છે.

ભજવનારી કિશોરીઓએ એટલું લક્ષમાં રાખવું કે, જેમ આખા

તખ્તાપર સ્વરધારા નેપથ્યમાંથી આવે તેમ સંગીત પણ નેપથ્યનું જ આને વધુ અનુકૂળ થશે. નાટિકામાં મુગ્ધાને એકલી બોલવાનું સૂચન છે પણ પંક્તિજોડને અંતે એટલી પંક્તિઓ અંદરથી પણ આપવી જોઈએ. આખા પ્રસંગમાં એક પુરુષપાત્ર છે, તે તો કોઈ પણ ચાલાક કિશોરી ભજવી શકે. નિઃસંશય-અમે પુરૂષો જેમ ચોળી, ચણીયો પહેરી નાચીએ છીએ; ને છાયા પ્રકાશની ખૂબી તો આખી નાટિકાનું મધ્યબિંદુ છે, એમાં જેટલી કચાશ રહેશે એટલી જ નિષ્ફળતા આખા કાર્યમાં માની લેવી.

[ તખ્તા પર ઝાંખું અંધારૂં: ચારે કોર કેસુડાંરંગી પ્રકાશની આછી ઝાંય, એ ઝાંયમાં અનેક વળાંકે પથરાયેલી ફૂલવેલીઓ, છોડવે ઢંકાયેલી કુંજો ને ધરતીની હરિયાળી જાજમ વચ્ચે ચંદ્રકારમાં ગોઠવેલો એક નાનો તખ્તો; એ નાના પ્રકાશભરપૂર તખ્તાની પાછળ દેખાતી મકાનોની હાર; ઝરૂખાઓ ને લાંબો રસ્તો; એ આંતરદર્શનદર્શક તખ્તાને ફૂલઝાડથી શણગારેલો છે.

પડદો ઉપડતાવેંત પેલા નાના તખ્તામાં મુગ્ધા ઊભી ઊભી ગાય છે.

મુગ્ધા :

કોયલડી એક ડાળીએ ડાળીએ ઉચરે અંતરવાણી,
જાગી જાગી હું તો થાકી હવે કયારે આવશે નિંદરરાણી ?
હજી નથી સાંજની રાખ હોલાણી !

[ આટલી લીટીઓ પૂરી થતાંવેંત જમણા રંગશીર્ષમાંથી બે કન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે.

પહેલી બે કન્યાઓ :

સૂરજનાં તેજ નમ્યાં સિંધુમાં સાહેલડી;
સંધ્યા સુલાલવેણી ગૂંથતી રે લોલ !
કેસુડાંની ચૂંદડીને છેડલે સાહેલડી,
ઊતરતી વાદળીને વીંટતી રે લોલ !

મુગ્ધા (આંગળી ચીંધી) :

સામી શેરીમાં કંથ કોડીલો સાહેલડી,
ઉરનાં એંધાણ આંખ જાણે રે લોલ !
પવને ફરકે મારી પાંપણો સાહેલડી,
અંગને ઉમંગ આજ તાણે રે લોલ !

[ ડાબા રંગશીર્ષમાંથી બીજી બે કન્યાઓ પ્રવેશે છે.

બીજી બે કન્યાઓ :

ઉરને મનાવી કેમ રોકવું સાહેલડી,
શીખી તું એવું હોય ક્યાંથી રે લોલ ?
સમીરણને પૂછ તારા અંતરની વાતડી
આવડી અમૂંઝણ થૈ શાથી રે લોલ ?

મુગ્ધા :

વાણી વેરીને કેમ વિનવું સાહેલડી ?
મારા પતંગબોલ પાંખાં રે લોલ !
આશાના પંથ મારા ઉજળા સાહેલડી,
ઝાંખું તે કેમ જીવન ઝાંખાં રે લોલ ?

[ કેસુડાંરંગી પ્રકાશ ઝાંખો થતો થતો છેક શ્યામલ બની જાય છે. અંધારી રાત આખા તખ્તા પર રાસ લેતી હોય તેવું દેખાય છે. પેલા નાના તખ્તા પર તો હતો એવો જ પ્રકાશ છે. મુગ્ધા ફરી એકલી એકલી ગાતી હોય છે.

મુગ્ધા ( ચારે કોર જોઈ ) :

કોણ છાની છાની વાત મને આવી કહે ?
સ્વપ્નાનાં જ્યાં થતાં સજીવન અદર્શનો,

કલ્પનાનાં સરજાતાં સાચાં સિંહાસનો,
એવે સિંહાસને હું જઈને વિલાસું-
મારે પગલે પગલે વસંત નાચી રહે,
કોણ છાની છાની વાત મને આવી કહે?

[ જમણા રંગશીર્ષમાંથી ત્રીજી બે કન્યાઓ પ્રવેશે છે.

ત્રીજી બે કન્યાઓ :

કુંકુમના રંગ તારી પાનીએ સાહેલડી,
શોભે લલાટે તારકટીલડી રે લોલ!
વીજળી ઝબૂકે તારે નયણે સાહેલડી,
ચંદ્રે ગૂંથેલ તારી ચૂંદડી રે લોલ!

મુગ્ધા ( કલ્લોલતી ) :

ઊઘડી વસંત મારા ઉરમાં સાહેલડી,
પગલે પગલે ખીલે છે પાંખડી રે લોલ!
કોયલનો કંઠ મારા સ્વરમાં સાહેલડી,
તારલીઓ નિરખતી આંખડી રે લોલ!

[ ડાબા રંગશીર્ષમાંથી ચોથી બે કન્યાઓ પ્રવેશે છે.

ચોથી બે કન્યાઓ :

પાંખડીઓ ખીલી તારાં અંગની સાહેલડી,
સુરભિ ઢોળાય કોનાં અંતરે રે લોલ?
જાગે પ્રભાત તારા સ્વરથી સાહેલડી,
સ્વરની સુધાને કોણ સંઘરે રે લોલ?

મુગ્ધા :

આશોપાલવની છાંય ઢળતીને ગુંજતી,
વાયુનાં ગીત નિત્ય પીધાં રે લોલ
નદીઓનાં નીર ઉર બાંધી જ્યાં ઊંઘતાં,
ઉજળાં સંસારવ્રત લીધાં રે લોલ !

[ ફરી પ્રકાશમાં પરિવર્તન થાય છે. ઉપાની ફૂલગુલાબી લાલાશે તખ્તાને ભરી દીધો છે. પેલા નાના તખ્તા પર વરવધૂ શેત્રંજ રમતાં દેખાય છે. વર પ્રત્યેક દાવમાં પરાજય પામ્યો હોય એવી એનાં અંગની ક્રિયાઓ પરથી દેખાય છે. થોડીવાર પછી સોગઠાં ફેંકી શેત્રંજ ઉશેટી, ઊભો થઇ તે ગુસ્સામાં ચાલ્યો જાય છે. પેલી મુગ્ધવધૂ ફરી એકલી ગાય છે.

મુગ્ધા ( હોઠે આંગળી મૂકી ) :

અબોલા એ ક્યાંની રીત ?
સૂતરના તાર જેવી પળપળમાં તૂટતી
કોણે વણી આ પ્રીત ?
હરખે દઝાય સામું હૈયું એ ક્યાંની રીત ?

[ જમણા રંગશીર્ષમાંથી બે કન્યાઓ પ્રવેશે છે.

પાંચમી બે કન્યાઓ :

હાર્યો શેત્રંજ હણે સોગઠે સાહેલડી,
રમતાં રીસામણાં લીધાં રે લોલ !
સોનાનાં સ્વપ્નાં તારાં સળગ્યાં સાહેલડી,
વહાલે વિજોગી જીવન કીધાં રે લોલ !

મુગ્ધા ( વ્યાકુળ થઈ ) :

દીધાતા કોલ કુસુમસેજમાં સાહેલડી,
કુસુમ કરમાતાં કોલ ભુલ્યા રે લોલ !
મેં તો જાણ્યું કે વાલ’મ આવશે વધામણે;
આગળીઆ બંધ નહિ ખુલ્યા રે લોલ !

[ ડાબા રંગશીર્ષમાંથી છૂટી બે કન્યાઓ પ્રવેશે છે.

છૂટી બે કન્યાઓ :

પાંપણે પરોવે શાને આંસુડાં સાહેલડી,
આંસુની પાળ જશે તૂટી રે લોલ !
અંતરના બંધ કરી ઢીલા સાહેલડી,
વાણીની ગાંઠ શીદ ગૂંથી રે લોલ !

મુગ્ધા ( આંખે પાલવ દાબે ) :

ઉરને શેં મોકલ્યું મનાવણે સાહેલડી,
વાયુને કેમ દઉં વાચા રે લોલ ?
આકાશી વેગ જશે તૂટી સહેલડી,
મારા પતંગદોર કાચા રે લોલ !

[ પૂનમની સોળે કળા જેવો પ્રકાશ ધોધમાર વરસે છે. બેશુદ્ધ જેવી મુગ્ધા ગોઠણ ઉપર માથું મૂકી અસ્તવ્યસ્ત વેશે નાના તખ્તાવચ્ચે બેઠી છે, નેપથ્યમાંથી કોઈ ગાય છે.

પનિહારી પ્રેમની !
પ્રેમનાં પીયૂષ ઢોળી અંતરને બેડલે,
આંસુ શીદ તેં ભર્યાં ?
નયણાં કાં નીતર્યાં ?
...પનિહારી પ્રેમની !

[ જમણા રંગશીર્ષમાંથી સાતમી બે કન્યાઓ પ્રવેશે છે.

**સાતમી બે કન્યાઓ :**

હેતનું ભરેલ તારું હૈયું સાહેલડી,
ઝાંખે નિરાશામાં આશા રે લોલ !
સાચાં મોતીનાં તારાં આંસુડે સાહેલડી,
રજની ધૂએ છે નિસાસા રે લોલ !

**મુગ્ધા** ( બેભાનમાં ) :

લાખ લાખ રજનીઓ ઊતરે સાહેલડી,
અંતરની અણદીઠી આંખે રે લોલ !
લાખ લાખ જોજનની શિલા સાહેલડી,
આવી પડી છ શ્વાસપાંખે રે લોલ !

[ ડાબા રંગશીર્ષમાંથી આઠમી બે કન્યાઓ પ્રવેશે છે.

**આઠમી બે કન્યાઓ :**

અંતરના તેજને ઊલેચી વિજોગણો,
દીઠી અકાળ થતી વૃદ્ધા રે લોલ !
હૈયામાં સળગે ભલે જ્વાલા નિશ્વાસની,
સળગાવે શીદ એમાં શ્રદ્ધા રે લોલ ?

**મુગ્ધા** ( ઊંચુ જોઈ ) :

નેણનાં અબોલ વેણ સાંભરે સાહેલડી,
વાણીના વણાટ ગયા તૂટી રે લોલ !
પ્રાણના પ્રકાશ વિના એકલી સાહેલડી,
શ્રદ્ધાની દેવ-જ્યોત ખૂટી રે લોલ !

[ પ્રકાશમાં હતી એટલી જ સપ્રમાણતા. અંધકારના એક ઝપાટાયે છીપેલો ચંદ્ર સહેજ ઊંચે ચઢયો ભાસે છે. નેપથ્યની સ્વરદોરી સંભળાય છે. મુગ્ધા ડોક નાંખી નીચે મોંએ ઊભી છે.

શરદગૂંથેલ દીપમાલિકાને સેંથલે,
વીંટી વસંત વિરહિણીને અંબોડલે,
તો યે ફૂલડાં ખર્યાં ?
નયણાં કાં નીતર્યાં.
પનિહારી પ્રેમની.

[ સ્વરને છેલ્લે વિરામે મુગ્ધાની નાની નણદી ગાતી ગાતી પ્રવેશે છે.

નણદી :

પૂનમનો ચંદ્ર તારે ફળિયે સાહેલડી,
ચાંદુડિયાં પાડી હસે રજની રે લોલ !
નણદલ આવેલ તારી મેડીએ સાહેલડી,
હુંથી અબોલા કેવા સજની રે લોલ ?

[ અનુત્તર મુગ્ધા નણદીનું આગમન ગમ્યું ન હોય તેમ દૂર ખસી ઊભી રહે છે. નણદી મનમાં ભય પામે છે. જમણા રંગશીર્ષગાંચી નવમી બે કન્યાઓ પ્રવેશે છે.

નવમી બે કન્યાઓ :

ભડકીને ઊભી નણદી નાની સાહેલડી,
જાણ્યું કે ભાભી કૈંક કહેશે રે લોલ !
કહેવા આવી'તી વાત છાની લોજાઈ ને;
દીઠી વિજોગણને વેશે રે લોલ !

{ મુગ્ધા કાંઈ ભૂલ થઈ હોય એવા પશ્ચાતાપે પાછું વાળી નણદી સામુ જુએ છે; ને દોડી ભેટી પડે છે. નણંદભોજાઈ અરસપરસનાં આંસુ લૂછે છે :

ડાબા રંગશીર્ષમાંથી દસમી બે કન્યાઓ પ્રવેશે છે.

**દસમી બે કન્યાઓ :**

ઊભરાયાં હેત એનાં હૈયે સાહેલડી,
દોડી આવીને ગળે વળગી રે લોલ !
પૂછીપૂછીને રડે બમણી સાહેલડી,
થાશે ના કોઇથિકી અળગી રે લોલ !

**મુગ્ધા** ( નણદીનું લલાટ ચૂમતી ) :

વારે ઘડિયે શું મને નિરખે સાહેલડી,
એની એ છું કે કોઈ બીજી રે લોલ :
નણદી તો દીધી નેહનમણી સાહેલડી,
વાલમથી કેમ નહિ રીઝી રે લોલ ?

**નવમી બે કન્યાઓ** ( આગળ આવી )

કાગળ બનીને જાજે નણદી, ભોજાઈનો
આવા અબોલડા કાં લીધા રે લોલ ?
જાગી જાગીને જશે આંખોના દેવતા.
હૈયાં કઠોર શીદ કીધાં રે લોલ ?

**દસમી બે કન્યાઓ :**

કહેજે કે, જેમ જંખે પંખી પરભાતને,
પાણીને જેમ જંખે ધરતી રે લોલ !
જંખે છે એમ નિત્ય ભૂલી દિ' રાતને,
આશા નિરાશામાં તરતી રે લોલ !

[ મુગ્ધા હુસ્કાં લેતી આંખે પાલવ દાબે છે, નણંદી ગળગળી થઇ હોય છે.

નણંદી :

ભીંજવે છે આમ શીદ નયણાં સાહેલડી,
તારી પગઠેશ મને વાગી રે લોલ !
વેણુ નંદવાશે ને અંતર ઘવાશે તો,
હું યે સંસાર જઈશ ત્યાગી રે લોલ !

[ નણંદી જાય છે.

[ વાતાવરણ ફરી હરિયાળું તેજ ઓઢે છે. એવા આછાં હરિયાળાં વસ્ત્રો મુગ્ધાને 'નલપરીશોભા' અર્પી રહ્યાં છે. અત્યારસુધીનું ગંભીર વાતાવરણ કિલકિલાટે છળી રહ્યું હોય છે. મુગ્ધા ઊડતી હોય તેમ ગાય છે.

મુગ્ધા :

મેં અમૃત ઉરનાં જોયાં,
તેજને તળાવ જતી તારલીને બેડલે,
તપથી શીતલ થતાં ચંદનીનાં દેવનેન જોયાં;
મેં અમૃત ઉરનાં જોયાં,
મેં તેજ ફુવારા જોયા !

[ જમણા રંગશાર્યમાંથી અગિયારગી બે કન્યાઓ પ્રવેશે છે.

અગી૦ બે કન્યાઓ :

અમૃત છલકાય તારાં ઉરનાં સાહેલડી,
આવી વસંતિકાને વાચા રે લોલ !
ભીંજાતાં અંતરને આરે સાહેલડી,
નણંદીનાં હેતવચન સાચાં રે લોલ !

[ ડાબા રંગશીર્ષમાંથી બારમી બે કન્યાઓ પ્રવેશે છે.

બારમી બે કન્યાઓ :

હૈયે ઝીલાય એવા હળવા સાહેલડી,
ઉત્તર દીધેલ એણે ગરવા રે લોલ!
રાણી, જાગી'તી તરસ જીતની સાહેલડી;
હૈયું જોવાની નો'તી પરવા રે લોલ!

મુગ્ધા :

કળીઓ નાચે છે આજ કુંજમાં સાહેલડી,
કોયલ બોલે છે ગીત ગરવાં રે લોલ!
જીવનને અંધારે આશ્વાસન આપતાં-
ચેતન, જડ સૌને નોતરવાં રે લોલ!

[ નેપથ્યમાંથી અવાજ.

રાણી, જાગી'તી તરસ જીતની સાહેલડી,
હૈયું જોવાની નો'તી પરવા રે લોલ!
જો, જો આવે છે કો'ક જીવનસરોવરે;
પાંખોમાં પાંખ મૂકી તરવા રે લોલ!

[ મુગ્ધા સ્વસ્થ થાય તે પહેલાં પ્રિયતમ દોડતો આવી ઘૂંટણીએ પડી તેના બંને હાથ ચૂમે છે. હર્ષાવેશે ભાનભૂલેલી મુગ્ધા હાથ છોડાવી એક કૂદકે ચોવીસ સાહેલીઓની વચ્ચે આવી ઘેરાઈ જાય છે. કન્યાઓનું વિરાટ વર્તુલ કુદડી–રાસે ગોઠવાય છે. ધરતીનો છેલ્લો રાસ શરૂ થાય છે.

સ્નેહની સુવાસ ઊડે આભલીમાં લોલ
ચડી ઉરને હીંડોલ,
નિત્ય કરતી કલ્લોલ;
વાદળી વેરાય મારી અંજલિમાં લોલ!

ગોમતી-ચક

વીજળી અંજાય મારી આંખડીમાં લોલ,
જાણે વજ્રની ધાર,
ચાલી ચીરતી અંધાર;
વાદળી વેરાય મારી અંજલિમાં લોલ !

તારલી છૂપાય મારી ઓઢણીમાં લોલ,
તજી ગગનતણા ગોખ,
ચૂકી ચાંદનીના ચોક;
વાદળી વેરાય મારી અંજલિમાં લોલ !

મોતીડાં ગૂંથાય પાંપણપાંદડીમાં લોલ,
હૈયું છલકે છલ્લોલ,
તો ય થઈને અબોલ;
વાદળી વેરાય મારી અંજલીમાં લોલ !

[ છેલ્લીવાર વીજળીવેરો ઝબકારો કરી પ્રકાશ સંકેલાતો, સંકેલાતો અંધકારમાં સમાઈ જાય છે.

નેપથ્યમાંથી મેઘના કડાકા જેવો અવાજ સંભળાય છે.

વાદળીનાં મોતી વેરાવાં શરૂ થાય છે.

પડદો.

# ગીતવર્ષા

પાત્રો

મયૂરી　　　　બીજકલા
ભતવારી　　　　મંડૂકકન્યા
વનમાળકો

[ ખેતરનો એક ખૂણો. દૂર લાંબાં લાંબાં ઝાડ દેખાય છે, નાળીએરી જેવાં. એની પાછળ પર્વતની હાર પડી છે. સૂરજનો છેલ્લો પ્રકાશ કાળાશમાં ભળી જતો હોય છે, હાથમાં મોરપીછાંની ભારી લઈને મયૂરી નાચતી ગાતી પ્રવેશે છે.

---

**નોંધ :** વિ. સં. ૧૯૯૯ની શરદપૂનમે શ્રી ગુજરાત વિદ્યાલય (કરાંચી) ના રંગમંડપમાં પહેલીવાર બે વખત ભજવાયું: મુખ્ય પાત્રોનાં નામ: બહેન યશોદા ચંદારાણા, કમળા ભીસણ, મનોરમા માલાણી. ગીતોનું સ્વરાંકન, શ્રી દુર્ગાશંકર ત્રિવેદી.

મયૂરી :

આકાશના રંગ મારી આંખમાં ભર્યા છે તેથી
ઊડવાનું ગમે મને દૂર અતિ દૂર :
પાંખોમાં ભરી છે વાયુ બંસીની ઉમંગછટા
ઊંચે ચડી સાંભળું હું વાદળીના સૂર.

તળાવની કિનારીએ પાણી પીવા બેસું ત્યારે
આકાશની છાયા આવી પાણીમાં ડોકાય,
પાણી પીવું છોડી પણે અનંત આકાશી પથે
તારા સીડી માંડી મારું મન હરખાય.

બગીચાને વાડીઓના લીલવણી મોલ દેખી
ઊતરું હું થાક લેવા હરિયાળી માંહ્ય,
છાયા મહીં શ્વાસને બિછાવી ઘડી બે ઘડીમાં
ઊપડું હું ધરતીની ઓળખીને લાહ્ય.

ઝીણી ઝીણી પવનની પિછોડીઓ ઝાલીઝાલી
નાનીનાની પંખી મંડળીઓ મલકાય :
પગલાંની કેડી કરી એક જ અવાજે પેલાં
નાનાં પંખી નાના કંઠે મધુમય ગાય.

મુક્ત છતાં કુંડાળાંની કેડી મારે સાચવવી—
એતો તમે કહેશો કેવું કપરૂં છે કાજ ?
કેડી ભૂલી જાઉં તો હું ભૂલી પડી, નીચે પડું
પછી કાને આવે નહિ કોઈનો અવાજ.

વાદળની છાયા પણ છાયા મને ઢોળે નહિ,
પવનની ખોઈ બેસું બધી મનમોજ :
ઝાડની ડાળીએ ચડી નિરાશામાં બેસી રહેવું
ધરતીની હૂંફ પણ કેમ ગમે રોજ ?

કાદવમાં ઊગી પેલાં શતદલ વાતો વણે
ગીતો વણે જેમ કોઈ ગાયકનો કંઠ :
પરીઓની ચૂંદડી ને ચંદનીની ઓઢણીમાં
થંભી જાય ઘડીભર પરાગના પંથ.

મારે તો આકાશી ગાને, અંતરવછૂટયા તાને
ઊડવાનું અનંતમાં દૂર—અતિ દૂર
કાર્યરત કાયા મારી થાકને ગણે જ શાને ?
કડવાશ પણ મને લાગતી મધુર.

[ બીજકલા પ્રવેશ કરે છે. પાવડા સહીત.

**બીજ** : અમે તો થાકયા તારાથી, આખો દહાડો, ગા, ગા જ કર્યાં કરવાનું ? હમણાં વરસાદ આવશે. આ માર્ગ વચ્ચે પડેલાં ઝાડ–ઝાંખરાં તો આમતેમ મૂક. એ હશે તો ખેતરમાં પાણી ક્યાંથી પહોંચશે ?

**મયૂરી** : એ કામ પણ મારે કરવાનું ?

**બીજ** : (ખીજાઈ) તારે નહિ ત્યારે કોને અમારે કરવાનું ? તારે તો જાણે આ ખેતર જોડે કાંઈ સંબંધ જ નહિ હોય, ચકલાંને પારેવાં રમાડવાં; કોયલો સાથે ગાવું ને કોસ ઉપર બેસી હીંચકવું. આ કાંઈ કામ કરવાના ઢંગ છે મારી બાઈ ?

**મયૂરી** : વરસાદ આવે છે ત્યારે મને કામ કરવાનું સૂઝે છે. ધરતી ઉપર જાણે મોતી વેરાતાં હોય એવો અનુપમ દેખાવ થઈ જાય છે. ( નરમ પડી ) ત્યારે મને એમ થાય છે બહેન બીજકલા, કે પૃથ્વીનો અહીં જ અંત આવતો હોય તો કેવું સારું ? આના કરતાં વધારે સુંદર પૂર્ણાહૂતિ બીજી કઈ કહેવાય ?

**બીજ** : મયૂરી, તું આ શું લવે છે !

**મયૂરી** : સાચું કહું છું બીજકલા, પાણી એટલું બધું વરસે કે બીજું કાંઈ દેખાય નહિ. આપણે સૌ પાણીથી બચવા કોઈ પર્વત ઉપર ચડતાં જઈએ, ચડતાં જ જઈએ, ઊંચે–ઊંચે–ઊંચે જવું મને તો બહુ ગમે હાં બહેન બીજકલા, જાણે એટલે ઊંચે કે ત્યાંથી કદી પાછાં જ ન ફરીએ.

**બીજ** : સાવ અર્થ વગરની વાતો; ચાલ બહેન. ચાલ કામ કરવા લાગી જા. જો વાદળાં ઘેરાય છે.

**મયૂરી** ( ઊંચે જોઈ ) : હા, ઘેરાય છે ખરાં. હવે જરાવાર ઊભી રહે. હું એ વાદળાંની આખી ને આખી હારમાળા જોઈ લઉં. ઉપરથી તે કેઠ પૂછડી સુધી.

**બીજ** : એમાં શું જોવું છે ? સફેદ વાદળાં જાય છે, ને કાળાં વાદળાં આવે છે.

**મયૂરી** : એ જ જોવાનું છે તો. હમણાં આખું આભ ઘેરાઈ જશે ને ધરતીનું અજવાળું જતું રહેશે, અહો, એ જોવાની તો એવી મજા પડે !

**બીજ** : તું તો સાવ ગાંડી થઈ ગઈ લાગે છે. એમાં તે વળી મજા શી પડવાની હતી ? એવું એવું તો રોજ બને છે.

**મયૂરી** : એવું રોજ નથી બનતું મારી બહેન, રોજ નથી બનતું. તારી અને મારી વચ્ચે સમજણ જુદી છે.

**બીજ** : સમજણ જુદી ? એ શું ?

**મયૂરી** : તું તો માને છે કે વાદળાં આવે છે તે પાણી ઠાલવી જાય છે. તને ખબર છે વાદળાં ક્યાંથી આવે છે ? એની પહોળી પહોળી પાંખોમાં એ ક્યા સાગરનું પાણી ઉલેચી લાવે છે ? ખારા પાણીને મીઠું બનાવવાની એની આવડત આપણા ધ્યાનમાં છે ? આખા અંગને નીચોવીને એક એક ટીપું એ ધરતી ઉપર મૂકે છે. એ એક એક ટીપું એક એક મોતી છે.

**બીજ** : મોતી ?

**મયૂરી** : મોતી નહિ તો બીજું શું ? પાણીમાં આંગળાં બોળી તું એનું એક ટીપું કાચ ઉપર મૂક અને તેના ઉપર સૂર્યનું અજવાળું આવવા દે. પછી જોજે કે એ કેવું ચળકે છે ? સાચા મોતીની તમામ સુંદરતા એમાં ઊઘડી હોય છે.

**બીજ** ( કંટાળી ) : ધૂળ અને પથરા. ચાલો બાઈ, આપણે તો તારી વાતોથી કંટાળ્યાં. છેડો જ નથી આવતો.

**મયૂરી** : શું ધૂળ અને પથરા એ રત્નો નથી ? ઘર ચણવાના કામમાં કાચના કકડા થોડા જ કામમાં આવે છે.

**બીજ** : હજી તારી વાતનો છેડો નથી આવ્યો ?

**મયૂરી** : છેડો ક્યાંથી આવે ? હજી વરસાદ આવ્યો નથી. ખેતરની માટી ભીની થઈ નથી. બીજને પાણી પહોંચ્યું નથી. પછી છેડો ક્યાંથી આવે ?

**બીજ** : આપણને તો તારી વાતમાં કાંઈ રસ નથી પડતો.

મયૂરી : વરસાદની વાતો તને ગમતી નથી, સૂકી ધૂળને ઉપણું છું એ પણ તારાથી સહન થતું નથી. બીજકલા, તું તે કેવી જાતની માછલી છે કે તારાથી પાણી પણ સહેવાતું નથી. જમીન પણ ખમાતી નથી.

બીજ : મને તો ઝાડનો છાંયો ગમે છે, પણ જ્યાં વરસાદ જ નથી આવતો ત્યાં ઝાડ ક્યાંથી ઊગે ?

મયૂરી : ઝાડ નહિ હોય ત્યાં વરસાદ નહિ હોય.

બીજ : તો ઝાડને ઊગાડવા માટે પણ વરસાદે આવવું પડશે.

મયૂરી : આવશે, જરૂર આવશે.

[ ખેતરમાંથી ભતવારી ગાતી ગાતી નીકળે છે.

ભતવારી :

એક અજવાળી રાતે તારલીને પૂછી જોયું
વાદળીઓ દોડી દોડી કેણીગમ જાય ?
તડકો ન આવે તો ય સરિતાની કાયા શાને
અબોલ રહીને આમ એકલી સુકાય ?
તારલીઓ બોલે ઝીણું
વાદળીઓ ગાય તીણું !
એની કિકિયારીમાં શેં કમલબંસી જેવું
તારલીનું ધીમુ ધીમું ગીત સંભળાય ?
સરિતાઓ આજે સૂની
વેળુએ ઊડે છે ઊની !
વાદળની પાંખે ચડી પાણી ગયાં પેલેપાર !
ક્યાંથી મારી ગાગર ભરાય ?
એક અજવાળી રાત.

**મયૂરી** : એ ઊભી રહે, બહેન ! ભતવારી ઊભી રહે.

**ભતવારી** ( ઊભી રહી ) : મને રોકો છો બહેન ?

**મયૂરી** : તું ક્યાંથી આવે છે ? રસ્તામાં તને કોઈ મળ્યું ?

**ભતવારી** : ના. બહેન !

**મયૂરી** : કોઈ નથી મળ્યું ? તું નદીમાં થઈને આવી કે કેડીએ કેડીએ ?

**ભતવારી** : હું તો નદીમાં થઈને આવી. રેતી લાલચોળ થઈ હતી તે હવે ઠંડી થઈ છે. આકાશ ઢંકાયું છે એટલે ભેખડો બીહામણી લાગે છે. આખી નદી પાણીની વાટ જોઈને બેઠી છે.

**મયૂરી** ( બીજકલાને ) : સાંભળ્યું, હવે વરસાદ આવશે.

**બીજ** : તેં કેમ જાણ્યું ?

**મયૂરી** : નદી રાહ જોઈને બેઠી છે એટલે વરસાદ આવવો જોઈએ.

**બીજ** : શું એવો કોઈ નિયમ છે ?

**મયૂરી** : નિર્દોષ જીવની આસ્થા ફળે છે. શું તેં સાંભળ્યું નથી ? કોઈ એક ગામમાં અનેક વર્ષો સુધી વરસાદ જ ન આવ્યો. ગામ લોકો તો બિચારાં દુકાળથી ત્રાસી ગયાં અને શિરસ્તા મુજબ યજ્ઞ કરવાથી વરસાદ આવે છે એ આસ્થાથી આખું ગામ સીમભણી ચાલ્યું, યજ્ઞ માટે. આ લોકોનાં ટોળામાં એક ચારેક વર્ષનો છોકરો હતો એણે છત્રી સાથે લીધી. બીજા કોઈના હાથમાં છત્રી ન હતી કારણ કે યજ્ઞ કરવાનો શિરસ્તો હતો એથી વરસાદ આવે છે એમ કોઈ માનતું નહતું. પણ પેલા બાળકને તો આસ્થા હતી જ. અને એ આસ્થાને લીધે બરાબર તે જ દહાડે વરસાદ આવ્યો.

**બીજ** : શું તારા મનમાં પણ એ બાળક જેવી આસ્થા છે?
**મયૂરી** : હા, એટલે તો હું ગાઉં છું ને નાચું કૂદું છું, ને તમે પાવડો લઈ આમતેમ ખાતર પાથર્યાં કરો છો.
**બીજ** : વરસાદ તો આવે ને ન યે આવે. આપણે આપણું કામ કરી રાખવું જોઈએ.
**મયૂરી** : કામ કરવાની જેટલી ચિંતા આપણને છે એટલી જ કુદરતને છે. એને પણ ક્યાં ક્યાંનાં પાણી અહીં મોકલવાં પડે છે. વાદળાં એકઠાં કરવાં પડે છે.
**બીજ** ( લાગ આવ્યો જાણી ) : હા, આપણાથી તો એને ઘણું કામ કરવું પડે છે. પણ એથી એ કાંઈ ગીત નથી ગાતી.
**મયૂરી** : કુદરત તો કામ કરતી જાય છે ને ગાતી જાય છે. વીજળીના ઝબકારા થાય છે, વાદળ ગગડે છે. ખૂબ વરસાદ આવ્યા પછી ઈન્દ્રધનુની કમાનો રંગબેરંગી રૂપ પહેરીને આખા આભને ઘેરી લે છે, એ બધી કુદરતની કવિતા નથી: ત્યારે બીજું છે શું?
[ ધીમે ધીમે ગાય છે.

એતો ઊડી ગગનમાં ધીમે ધીમે જાય;
સૂરજ આકાશ વચ્ચે
ચાંદો યે આકાશ વચ્ચે:
આકાશની વચ્ચે આવી વાદળાં ઘસાય. એતો૦
નાચવું યે એને એમાં,
ગાવાનું યે એને એમાં
ઈન્દ્રધનુ રોજ એના વાવડ લઈ જાય. એતો૦
એક એક રંગની અનેક વાત લખી એમાં
આભની ચૂંદડલીને છેડલે બંધાય. એતો૦

ચૂંદડીએ ઈન્દ્રધનુ,
વાદળીએ ઈન્દ્રધનુ,
ઈન્દ્રધનુ તણુ આભે ધણુ ઉભરાય. એ તો૦

[ મંડૂકકન્યા નાચતી નાચતી આવે છે.

**મંડૂકકન્યા** : તારું ગીત તો ઠેઠ તળિયા સુધી સંભળાય છે અમને. તું તો બહુ મઝાનું ગાય છે હં.

**મયૂરી** : એતો તળાવમાં પાણી નથી એટલે તારું ગીત સંભળાતું હશે. તળાવમાં પાણી ભરાશે. શેવાળનું મખમલ પથરાશે. પવનનાં હાલરડાં ગવાશે ત્યારે તો તમે મને સંભારશો પણ નહિ.

**મંડૂકકન્યા** : એવું કેમ બોલો છો ? તમારાં ગીતો સાંભળીને અમે નવાં ગીતો બનાવીએ છીએ. તમારું ઋણ કાંઈ અમે ભૂલી જતાં નથી.

**ભતવારી** : પણ ગીત ગાવાની યે વેળા જોવી જોઈએને. ખાબોચીઆમાં ને કૂવામાં, પાણીમાં ને કાદવમાં આડે વગડે કકળાટ કરી મૂકો છો. વળી સૌએ એક જ જાતનું ગાવાનું. કાને પડયું સાંભળવા દેતાં નથી તમે તો.

**બીજ** : વરસાદનો હરખ જોવો હોય તો પૂછો એમને.

**મંડૂકકન્યા** : એમ બનાવો છો શું ? અમે યે તમારા પડોશી છીએ હાં.

**મયૂરી** : અમે તમને પરદેશી ગણતા નથી.

**મંડૂકકન્યા** : જાણો તો યે હું ક્યાં પરદેશી થઈ જવાની છું ? અમારો કુટુમ્બપરિવાર તો તમારી વચ્ચે જ ઉછરે છે ને ! વાદળના ગડગડાટ સાંભળીને અમારા કાન બંધ થઈ ગયા છે;

એટલે નવાં નવાં ગીત અમે સાંભળીએ કઈ રીતે, જુઓને, અમે તો આમ ગાઈએ છીએ.

[ ગાય છે ને નાચે છે.

ઊંચા તળાવના ઊંડાં અંધારાં એ
શાને કાજે તેં મને ઘેરી લીધી ?
જોવું કે સાંભળવું અંધારે કેમ કરી
મારી કાયાને કેમ આઘી કીધી ?

ઓરે તળાવ, તારી આગળની સાહ્યબી
શાને અંધારાને કે'તું નથી ?
કાદવ ઉપર જેણે સોનારથ હાંકિયા
એનું યે માન કેમ રે'તું નથી ?

સૂરજના રંગેલાં પાણીમાં પાંખ ધોઈ
કેવાં આકાશ પંખી ઊંચે ચડે ?
ઊંચે ચડીને એ તો પ્રગટાવે ચંદ્રમા
એમાં તારાની ચાંચ કયાંથી બૂડે ?

તું તો પૂનમ, રાતરાણીની ઓઢણી
ઓલા અંધારાને કરજે આઘું,
મારી કાયાને ડંખ લાગ્યા છે દોહ્યલા
એથી અદકેરૂં હું કયાંથી માગું ?

[ વાદળમાં અવાજ શરૂ થાય છે. વીજળી પણ ચમકે છે. ધીમે ધીમે ફોરાં પડવાં શરૂ થાય છે. ચારે જણી આનંદમાં નાચી ઊઠે છે. ચારેકોરથી બીજાં વનબાળકો નીકળી આવે છે ને ગાય છે.

વનબાળકો ( ગાય છે ) :

વર્ષાને પંથ જતી વાદળીને બેડલે
　　અમૃત ભરેલ કોઈ આશાભીનાં:
રજનીની મેઘઘેરી ઓઢણીને છેડલે
　　બંધાયાં તારલીનાં લોચન તીણાં!

આંખડી ભરેલ જેની શ્રદ્ધાને સોણલે
　　આશા તંતુએ ગૂંથ્યું અંતર જેણે:
વાદળીનાં હૈયાં-હેત નીચોવ્યાં નેણલે
　　વીજળીને વેણીમાં ગૂંથી એણે!

આકાશી અંગ મેઘ-રંગથી રંગાયલાં
　　દિશાએ ઓઢયાં ચીર જલનાં આજે:
ધરતીને અંક ભર્યાં મોતી અનંતનાં
　　એના હૈયામાં પૂર નવલાં ગાજે!

[ સૌ ગાય છે ને ગોળ ગોળ ફરે છે.

[ પડદો.



# તપશોભના

## પાત્રો

ઉમા

જયા-વિજયા　　　　કૃશાંગી

તાપસ કન્યાઓ

વન-કન્યાઓ

ભૂમિકા : ઉમા હિમગિરિની તળેટીમાં, ખળખળ વહેતાં ઝરણાંના સાન્નિધ્યમાં તપ કરવા આવી છે. નગાધિરાજ હિમવત અને મેનાવતીની આ લાડકી, સંસ્કારરસુ કન્યાને શિવને પરણવાના કોડ જાગ્યા છે. નિત્યની બાળસહચરીઓ-જયા વિજયાની જોડે ઉમા નિર્જન વનવગડાને નંદનવન બનાવી રહી છે. હિમાલયની લાંબી શિખરહારીને સંધ્યા કેસુડાંનાં તોરણે શણગારે છે ત્યારે, ઉમા નયનો મીંચી અપાર શ્રદ્ધાથી

સુમંગલ અંતરેચ્છાની સિદ્ધિ અર્થે, પ્રકૃતિનાં તમામ પુણ્યશાળી તત્ત્વોને પ્રાર્થે છે. ' હૈયામાં હોય એવું હૈયાને મળજો.'

કૃશાંગી કરીને એક વિઘ્નસંતોષી વનચંડિકા, ઉમાના તપમાર્ગમાં અનેક પ્રલોભનો ઊભાં કરે છે. શિવવિરોધી વર્ણનોથી એ કાપાલિકા, કુમારી ઉમાના અંતઃકરણને પાછું વાળવાના પ્રયત્નો કરી જુએ છે. પણ ઉમા,–સુમંગલ શ્રદ્ધાએ જેના જીવનને વશ કરી રાખ્યું છે એવી તપશોભના ઉમા, આ બધું સાચું માની લે કઈ રીતે ? કૃશાંગીને એ શા ઉત્તરો વાળે છે ? 'મને એ બધાં કષ્ટો સહેવાં ફાવી જશે બહેન, કૃશાંગી ! અને માનવીની માનવતાનું મૂલ્ય જ ત્યાં છે ને ! ' પરિતાપના અગ્નિની વચ્ચે ફૂલ જેવું કોમળ થઈને રહેવું.' કૃશાંગીના આક્ષેપોનું પોત પાતળું પડી જતું દેખાય છે–ને એ હારે છે. ખીજાતી, દાઝતી નાસી છૂટે છે એ વનચંડિકા.

તપશ્ચર્યાનાં ધુમ્મસમાં સિદ્ધિની તેજકિરણાવલીઓ ગૂંથાય છે. ઉમાને અંગે અંગે પ્રકાશના અંકુરો ફૂટે છે. હિમગિરિનું ભવ્યશિખર શિવની મૂર્તિ રૂપે સાકાર થાય છે. પ્રકાશની પગદંડીથી, છવરાયેલું ધુમ્મસ છિન્નભિન્ન બને છે. શિખરની શિરકલગી ઉપર ચંદ્રની કમાન આવીને સ્થિર થાય છે. ઉમાની આંખો હર્ષાશ્રુએ ભીની બને છે. પગને, અંતરને, આંખોને ગતિ આપી શિવપત્ની બનવા સંચરતી પાર્વતી કવિતા-મૂર્ત જેવી પ્રેરણાદાયી ભાસે છે.

તળેટીની વનખંડીઃ વૃક્ષોની જેમ ચારેકોર પર્ણકુટિઓ પથરાણી છે. ધરતીની હરિયાળી જાજમ લાંબે સુધી બીછાવેલી દેખાય છે. સામે હિમાલયની શિખર પરંપરા છાયાચિત્ર જેવી શોભે છે. દોડતાં ઝરણાં-ઓનો મીઠો અવાજ ઠેરઠેર સંભળાય છે.

તખ્તાના સંધ્યારંગી પ્રકાશમાં સૌથી પ્રથમ દૃષ્ટિને પકડે છે જમણીકોરની એક ભવ્ય પર્ણકુટિ. એનાં બંધદ્વાર પર ફૂલવેલીઓ હીંચકે છે. આંગણે અનેકરંગી ફૂલો ગોઠવી સાથિયા ચીતર્યાં છે. ચારે કોરનું લલિત વાતાવરણ દૃષ્ટિગમ્ય લાગે છે.

લાંબી ફૂલદોરીને પકડી આઠ વનકન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે.

પહેલી ચાર વનકન્યાઓ :

જીવનની મીટ ચઢે ચંદ્રિકાની કેડીએ સખિ !
સંધ્યાના શ્વાસ સમેટાય
ક્ષિતિજપાંપણે સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ !

બીજી ચાર વનકન્યાઓ :

ચંદ્રિકાનાં હેત ઢળે તારિકાની કીકીએ સખિ !
રજનીનાં વેન ઉલેચાય
જીવનઆંગણે સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ !

[ રંગશિર્ષમાંથી ઉમાની સહચારિકાઓ–જયા અને વિજયા–ગાતી ગાતી આવે છે.

જયા–વિજયા :

કોકિલાનાં ગીત ઢળે પવનની પગદંડીએ સખિ !
વગડો વેરાન લહેરાય
પિયૂષ છાંટણે સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ !

[ પ્રકાશમાંથી ઘડી હોય એવાં અપૂર્વ રૂપપરિધાને, કમળકાકડીઓ હાથમાં લઇને તપેશ્વરી ઉમા મંદ પગલે તખ્તા પર આવે છે.

વનકન્યાઓ અને જયા–વિજયા વ્યવસ્થિત રૂપમાં ઊભી રહે છે.

ઉમા ( સાખીની ઢાળે, ધીમેથી ):

કોકિલા ક્યાં દીઠી તમે, છાંટણાં પિયૂષનાં ?
તારિકાને હોય કદી ચંદ્રિકાની વાસના ?

બધી કન્યાઓ :

સુરભિનો સ્નેહ સકલ હૃદયને મંદિરીએ સખિ !
ધરતીનો પાલવડો ભીંજાય
ગગન આંસુએ સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ !

ઉમા (હસીને)

મનમાં જે હોય તેજ આવે છે હોઠ ઉપર
આંખોમાં આવી વસે કલ્પનાની મુગ્ધ નજર
આવું તે હોય કદી ?

ફૂલને ઉપાડું ત્યારે કરમાતું એનું અંગ
હું યે તપું છું નિત્ય તપની વરાળમાં,
તો ય ના ઊડી જતા ઉમંગના અમોલ રંગ
એવું તે હોય કદી ?

જયા-વિજયા :

તારે હૈયે ભરી છે વાદળની મેઘઘટા,
તપની અણમોલ છટા;
પંકજમાં રમનારી કાયાની પોયણીને
પાયા તેં વજ્જરના ઘૂંટ

[ આઠે વનકન્યાઓ ચપળતાપૂર્વક તપતાની કોર ઉપર આવે છે.

વનકન્યાઓ :

તપેશ્વરી, પાયા તેં વજ્જરના ઘૂંટ
પરમેશ્વરી, પાયા તેં વજ્જરના ઘૂંટ

શ્વાસે શ્વાસે ભરેલ સંયમની સંતકથા,
તપની મનમુગ્ધછટા;
તારે હૈયે ભરી.

જયા-વિજયા :

'નગાધિરાજ હિમવતના અંધારઘરે'
નવલા પ્રકાશજૂથ જેવી નિહારિકા
પ્રગટી; અલૌકિક તારિકા

વનકન્યાઓ :

ઘેરા અંધારમાંથી ચંદ્રિકા બહાર આવી,
ફૂલની પટરાણી જાણે સુરભિનું રૂપ લાવી:
નામાભિધાન એનું પાડયું'તું હિમવતી
ધુમ્મસ ભરેલ હિમકેડીઓને ઉજ્જવલતી
સાચી સુંદરતા હતી.

જયા-વિજયા :

એ જ આ ઉમાવતી,
માતા મેનાવતીએ પાડયું'તું નામ ઉમા
બીજાં અનેક નામ વચ્ચેથી એ જ નામ
આજે અંકિત હિમપર્વતની પંગતમાં.

વનકન્યાઓ :

કુંકુમનાં પગલાં બિછાવતી આ કાનનને
કરવા શું આવી ધન્ય ?

ઉમા (આગળ આવી) :

ઉત્તર એના અનન્ય
પૂછો મને બધું—

જેનાં લલાટે ચંદ્ર શોભે છે રાતદિવસ
જેની આંખોમાં રમે તારિકાનાં તેજ મધુ—
દિવ્યતાની દીવીએ પૂરે છે જે પ્રકાશ વધુ
એવા પ્રકાશમાં ભળી જવાની હોંસ-તરસ
એથી શું કહેવાય વધુ ?

[ હથેળીઓમાં કોડિયાં ધરી અનેક તાપસ-કન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે. ઉમા વિચારલીન ઊભી રહે છે.

તાપસ-કન્યાઓ :

દિવ્યતાની દીવીએ—
ઉરઉરનાં અંધારાં ઓસરે,
પ્રાણને પ્રકાશની પાંખો મળે,
પ્રેમમાં પવિત્રતા જઈ ભળે
દિવ્યતાની દીવીએ.

ચંદ્રિકામાં ચંદ્રની પ્રભા પડે,
તારિકાઓ કલ્પનાસુખી બને,
આશાના પંથ ઓરે ઊઘડે,
દિવ્યતાની દીવીએ.

નેપથ્ય :

ધુમ્મસે છવાયલી પ્રભાતભોમકા તણી
તું જ ચેતના નવી:
તું જ ચેતના
હિમદુર્ગની અચેતનાને
આવતી ઉષા બની જગાડવા અનંતને

જયા-વિજયા :

જગાડવા ? નહિ, નહિ; શમાવવા ઉરે
એણે ચૂમ્યાં છે નેત્ર આજે વસંતન

વન-કન્યાઓ :

વનવનમાં ભમતી એ તો પૂછે છે કોયલને,
ફૂલફૂલમાં શોધે છે, ચિત્તના કળાયલને,
'કલ્પવૃક્ષની સુવર્ણડાળીએ' ચડી
એ તો હીંચકાવે છે, આંતરડી ઘાયલને.

ઉમા (આગળ આવી) :

સંધ્યા લપાય પણે, વાદળીનાં જૂથ ચડે
વીંટે અંધારસાળુ અવનીને યામિની
ઉતરે ઘનઘોર મેઘ
ઝબકે સૌદામિની.

[ તાપસ-કન્યાઓ શરૂઆતનો અધૂરો રાસ અહીં સાંકળી લે છે.

વીજલડી નયનતેજ નાંગરે
વર્ષા -ભાવિનાં સ્વપ્નાં ઘડે
ઊંડા અંધારને આંખો મળે
દિવ્યતાની દીવીએ.

નેપથ્ય :

દીવીઓ બુઝાશે ને હૈયું હોલાશે એનું
ઓગળવા માંડી શિલા હિમની;
પ્રચંડકાય પથ્થરની
ઓગળવા માંડી કલા હિમની.

તાપસ-કન્યાઓ :

કાયાના મોહ–મેલ ઓગળે,
પથ્થરને પ્રાણની સુધા અડે,
સંસારે સુંદરતા ઊતરે,
દિવ્યતાની દીવીએ.

[ પાલવમાં પવનનો ફફડાટ ભરીને ક્રોધમૂર્તિ કૃશાંગી પ્રવેશે છે. એના મોં પર ઠપકાની રતુમડી ને ધુમ્મસઘેરી છાયા પથરાણી છે. આખો સહિયરપરિવાર પારેવાંની જેમ બ્હીને રંગશીર્ષમાં ઢંકાઇ જાય છે. ઉમા ટટાર ઊભી રહે છે, આશંકાથી, ભયથી, તિરસ્કારથી.

કૃશાંગી :

કલ્પનાની દીવીએ
શું જુએ છ પાથરી અધીર મીટ પથ્થરે ?
દેવભોમકા તજી પિતાતણી
શીદને તપાવતી શરીર આ તપોવને ?
[ ઉમા અનુત્તર રહે છે.
સ્વર્ગની તને તમા ?
નહિ, ન લક્ષ્મીસુખ, ભૂખના પ્રસાદવૈભવે
યદી, પતિ ચરિત્રવાન પામવા સુકોમલા
સુસંગને દમી રહી હશે. યદી—
રત્નરૂપ કન્યકા !
આ પ્રકાશ દેહશ્રી. મધુર નેનની છબી
વળી શરીર માંડણી :
પદે પદે પરાગથી ભરી જતી વસુંધરા,
વસુંધરા સમી પવિત્ર ને શશિસ્મિતા

તને-તું કાજ કોઈના પતિ ઘર ત્રિખંડમાંઃ
સુયોગ્ય કુલને, સુબુદ્ધિને-સ્વરૂપને,

[ શિખર તૂટી પડતું હોય એવો કડાકો સંભળાય છે :

ઉમા ( ઊંચે જોઈ ) :

શિવ ! શિવ ! શિવ ! શિવ !
એથી એક શબ્દની તૃપા નથી મને વધુ.

કૃશાંગી ( ઉકળી ) :

તૃષા નથી તને વધુ ?
શિવનેત્રમાં ભરેલ મોહિની તને મળી ?
મળી હશે !
ભસ્મથી, ભરેલ અંગ, ને જટા મહીં ભુજંગ
વ્યાઘ્રચર્મથી શરીર આવરી પિશાચ સંગ
આથડે શ્મશાનમાંઃ

ઉમા ( ત્રાડ નાખી ) :

કૃશાંગી ઓ, કૃપાંગના !

કૃશાંગી :

પ્રેમપંથમાં ભૂલી પડેલ પાર્વતી !
ઐરાવતે ચઢેલને ન નંદી શોભશે,
હંસચિત્ર ચીતરેલ ચૂંદડીની ગાંઠને
વ્યાઘ્રચર્મથી શી વિધ ગંઠશો તમે ?
રાજમહેલવાસીને શ્મશાનવાસ શે ગમે ?

ઉમા ( ટટાર થઈ ) :

મને બધું ગમે.
સ્મશાનવાસ, ભૂતની જમાત, ભસ્મ અંગપે
ભરીશ હું બની પતંગ દીપતેજનો.

ભુજંગ સંગ હું રમીશ રાતદિ' તજી ઘૃણા
તળેટીઓ મહીં ભમીશ, હિમમહેલને ભૂલી
ભૂલી જઈશ ભૂતકાળ, વર્તમાનમાં ભળી.

કૃશાંગી ( ઝંખવાઈ ) :
અને ભવિષ્યમાં ?

ઉમા :
ભવિષ્યમાં ?
ભવિષ્યની તમા ન હોય વર્તમાનને,
ભવિષ્યના પ્રકાશમાં ન જીવવું ગમે મને.
હું વર્તમાનની, ઝીલીશ વર્તમાનમાં અમી,
મરીશ વર્તમાનની હથેળીએ રમી રમી.

કૃશાંગી ( હારી હોય તેમ ) :
નવાઈની તું તાપસી,
નંદીનાથની અપૂર્વ ભક્તિ અંતરે વસી !
તું ગઈ છું એમના કદી સુદર્શને ?
એ વિચિત્રવેશ, કેશનાં અછૂટ ગૂંચળાં,
ભીખ માગવા ભમે છ ચીપીઓ પછાંડતાઃ
માનવી હસે છ એમના નવા પ્રદર્શને !

ઉમા ( અતૂટ શ્રદ્ધાથી ) :
માનવી હસે ભલે
હું ય અંતરે હસી હસી પુલાઉં રાત દિ'.
તળેટીઓની ભીની માટીમાં પડેલ પાદચિહ્ન
સાચવ્યાં છ મેં બિછાવી ડાળીઓ અશોકની.

કૃશાંગી ( હસી ) :

પાદચિહ્ન ?

[ ઉમા હર્ષાવેશમાં નૃત્ય કરવા લાગે છે. ચંદ્રકમાન હિમ-શિખરની જટામાં આવીને સ્થિર બની છે. પવન ઊંચાં વૃક્ષોને તાલબદ્ધ રીતે નમાવી રહ્યો છે.

ઉમા :

પાદચિહ્ન ! પાદચિહ્ન !
પાદચિહ્નની પવિત્રતા પિછાનવી નથી સહેલ:
એક એક ચિહ્નમાં અનેક ચંદ્રની કલા,
અનેક ફૂલની સુગંધ
એ સુગંધમાં પૂરાઈ પ્રેમમૂર્તિ મંગલા.
એ સુચિહ્નમાં જડેલ માનવીપણું
પ્રભાતની અપૂર્વ તાજગી અને પ્રફુલ્લતા,
ઊંચે જવા સંસારવેલને દીએ છ પ્રેરણા.

[ રંગશીર્ષમાંથી શરૂઆતની વનકન્યાઓ સરખા ખંડોમાં વહેં-ચાઇને, ગાતી ગાતી પ્રવેશે છે; કૃશાંગી અદૃશ્ય થાય છે.

વન-કન્યાઓ :

મહેકંતી માનવતાને મંદિરે
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે.
સ્વપ્નના અનંત રંગ

નેપથ્ય :

ઇન્દ્રધનું અંગ અંગ:
શબ્દનાં શુશોભનોથી ચીતરાયા લાખ લાખ,
વાણી કેરાં વિહંગ.

વન-કન્યાઓ :

ઠરતા દીપકનાં તેજ અર્ચને
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે.
નમતી સંધ્યામાં જેમ રજનીની છાંય ભળે,
ઓસરતો અંધકાર કિરણો ચંચુથી ગળે;
ઉરઉરના મેલને ગળી જતી
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે.

નેપથ્ય :

કિરણોનાં ઓઢી ચીર
ઉષા માનસને તીર
સ્મિતનાં સુશોભનોથી ચીતરતી લાખલાખ
રંગો ભરિયા પતંગ.

વન-કન્યાઓ :

કિરણ અંગુલિઓને નર્તને
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે.

[ જયા-વિજયા હંસહંસીની જોડીને રમાડતી પ્રવેશે છે.

જયા-વિજયા :

વનમાં દીઠેલ હંસ-હંસીની જોડલી
કરતી'તી પરભવની વાત :
અજાણી એવી
કરતી'તી પરભવની વાત :

હંસે કહ્યું હું હતો કુંવર ઉજ્જેનનો:
હંસીએ માગ્યાં એંધાણ :
વિચિત્ર એવાં
હંસીએ માગ્યાં એંધાણ :

હંસે ખંખેરી એના પીછાંની સૂપડી
નીકળ્યાં ધનુષ્ય અને બાણ :
સુવર્ણજડયાં
નીકળ્યાં ધનુષ્ય અને બાણ.

ઉમા( હોઠે આંગળી મૂકી ) :

કેવી અજબ વાત ?
શંકા સૂતી'તી જેના અંતરમાં સોડ તાણી
પરભવમાં ન્હોતી જેને શ્રદ્ધા, એ હંસ-રાણી
પૂછી તે કેમ શકે, આથી અધિક વાત ?

જયા-વિજયા :

હંસી તો ખૂબ હસી
સ્મરણોમાં પરભવની છાયા આવીને વસી
આંખો બની બંને, અંતરની આરસી:
સોહાવ્યું એણે પરભાત,
સૌભાગ્યનું
પ્રગટાવ્યું એણે પરભાત.

ઉમા ( ઊંચે જોઈ ) :

હૈયું કેવું સજાત ?

વન-કન્યાઓ :

ચાંદની પ્રકાશ વેરી અંતર ઉજાળતી,
તેજની તલાવડીને તીર હો
સંસારવેલ
ચડતી આશાને અમર સોણલે.

[ પ્રભાતના ઝાંખાં અજવાળાં વચ્ચે ધુમ્મસ છંટાવું શરૂ થાય છે.
પવનમાં વલ્કલો ફફડાવતી તાપસ કન્યાઓ ફરી પ્રવેશે છે.

તાપસ-કન્યાઓ :

કાંચન તીરે નયણાં લપસતાં
મીંચતાં મીંચતાં ખમણાં ઉઘડતાં
હો, કાંચનતીરે.

ઉમા ( હિમપર્વત શિખર દોરી સામે જોઈ ) :

નયણાં લપસતાં ? ખમણાં ઊઘડતાં ?
કાંચનતીરે ?

તાપસ-કન્યાઓ :

હૃદયબળે પાછાં ખેંચી
અધિક અધિક દૂર જાતાં.
અંતર પણ પાછળ પરવરતું
પંથભૂલીને પછડાતાં
હો, કાંચનતીરે.

ઉમા ( ગાંડીની જેમ )

હું યે ભૂલી છું આજ અંતરની સાન સખિ !
સંયમ, નિયમનું મને આજ નથી ભાન સખિ !
રહ્યું નથી યાદ કશું,
શોધું છું એ જ રૂપ નયનોમાં વસ્યું.

[ ધુમ્મસથી ઘેરાયલા ઉમાશિખરને, પ્રભાતકિરણો વર્તુલાકારમાં
વહેંચાઇ ઉજ્જવલ કરે છે.

તાપસ-કન્યાઓ :

પવનના વેગભર્યા પારણે ઉમંગથી
આવી આવીને હીંચકાતાં,
વાંકાં ચૂંકાં વહેન નિરખતાં
જઈ તળીએ સંતાતાં
હો કાંચનતીરે.

ઉમા (હાથ લંબાવી) :

એ જ વાયુ, એ જ વેગ-હીંચકો પતંગનો
ચંદનીની સેર શી રૂપેરી કેડીઓ :
સ્થિતપ્રજ્ઞ, ધ્યાનમગ્ન, એ પ્રફુલ્લ મૌન, મંદ
હાસ્યથી છવાયલી છવિ લલિત સુંદરા.

જયા-વિજયા :

ઉમાપતિ, ઉમાપતિ,

વન-કન્યાઓ (હર્ષાવેશે) :

તાપસી તપોવનમાં સ્વર્ગને ઉતાર્યું તમે,
શિરકલગી આજ બન્યાં હિમની
શંકરે ઉમાને કરી અધિકારી અંગની
તપને કલ્યાણતણી ભેટી ભુજાઓ બેઉ સીમની.
પુણ્યભોગી પાર્વતી
વિશ્વવંદના સતી

[ કિરણે કિરણે પેલી રૂપેરી પગદંડી વધુ ઉજળી બને છે, એ પગદંડી ઉપર ધીમે ધીમે પગલાં મૂકતી ઉમા પ્રસ્થાન કરતી હોય છે, એની ઊંચે પહોંચના મથતી નજરને, હિમાલયના સર્વોચ્ચ શિખરની છાયામાંથી પ્રગટેલી શિવની મનોહર અને સૌમ્ય કલ્પનામૂર્તિઓ બાંધી રાખી છે.

તાપસ–કન્યાઓ : —

રજની ગઈ સખિ, ઊંઘ વિહોણી
રડી રડી આંસુ સુકાતાં:
નયણાં ને ઉર મેળવ પાછાં
આણ–પ્રકાશ પમરાતા
હો કાંચનતીરે.

જયા–વિજયા ( બૂમ પાડી )

ઉમા ! ઉમા ! ઉમા !

ઉમા ( ચડતાં ચડતાં ) :

આજે પ્રકાશપંથ લાધ્યો પ્રવાસીજંન !
જગનો અંધાર ઉરે બાંધ્યો પ્રવાસીજંન !

વન–કન્યાઓ :

દર્શનો, અતૃપ્ત દર્શનો વિના અમે
રહી શકીશું કેમ એકલાં તપોવને ?
અને તમે ?

ઉમા ( જતાં જતાં ) :

ઓગળશે હિમ અને સરિતાઓ છલકાશે,
આવીશ હું ધરતીનું તંન:
નિહાળવા, આવીશ, હું ધરતીનું તંન,
મલકાવવા માતા ધરિત્રિનું મંન.

[ ઉમા અદૃશ્ય થાય છે, તમામ કન્યાઓ અધીર નયને પ્રકાશમાં ભળી જતો પ્રકાશ જોઈ રહે છે. લગ્નગીતો ગવાતાં હોય એવી મંગલ સ્વરલહરીઓ વાયુ લઈ આવે છે.

[ પડદો.



# અશોકા

પાત્રો :

સુભદ્રા
માધવી
પાર્વતી
મેધા
શોકરાણી

સરયૂ
તંદ્રા
રેવા
ચંપા
કન્યા

વનકન્યાઓ
ગોવાલણો
ફૂલબાળાઓ

]

# પહેલીવાર

[ તખ્તાની વચ્ચે એક મોટું શતદલકમલ પડ્યું છે. પાછળ ઝાંખા લીલા પ્રકાશમાં એક નમેલી ડાળ દેખાય છે; એના ઉપર કેટલીક ફૂલવેલ વીંટેલી છે. અશોકાની બહેનપણીઓ મુદ્રા, સરયૂ, માધવી અને તંદ્રા ગાતી-નાચતી પ્રવેશે છે.

બહેનપણીઓ : ગીત

એકલાં એકલાં આવજો ના, આવજો ના.
એનાં કમાડને બારણે તાળું:
એને કોઈ ઉઘાડજો ના, આવજો ના.

પાંદડીઓ અંગ ઢાંકજો એનાં,
ઘેનભર્યાં નહિ ખોલજો નેનાં;
કોયલની કને એની અશોકાનાં
હાલરડાં ગવડાવજો ના, આવજો ના.

લાગશે એનને પંથ અજાણ્યા,
એની આંખે નથી મારગ માણ્યા;
ભમરીઓ તમે કાલાંઘેલાં વેણે
ભોળું હૈયું ભરમાવજોના, આવજો ના.

મુદ્રા : આજે અશોકા શતદલમાંથી રમવા બહાર ન નીકળે તો કેવું સારું ?

સરયૂ : પણ તું આમ ગભરાય છે શા માટે ?

મુદ્રા ( આમતેમ જોઈ ) : ગભરામણ તો બીજી કાંઈ નથી પણ શોકરાણીએ બાતમી માટે મોકલાવેલું ભમરીઓનું ટોળું આજે તો આટલામાં જ ક્યાંક છુપાઈ બેઠું છે. જેવી અશોકા કમળ-

માંથી બહાર નીકળશે કે તરત સમજાવી–પટાવી એને શોકરાણી પાસે લઈ જશે અને (આંખો ઢાંકી) અને ત્યાં ગયા પછી—

[ મુદ્રા નીચે બેસી રડી પડે છે.

**માધવી** : ત્યાં ગયા પછી અશોકાનું શું થશે બહેન ?

**મુદ્રા** : અશોકાના રૂપની ઈર્ષ્યામાં બળીઝળી રહેલી શોકરાણી એના લોહીમાં સ્નાન કરશે.

**તંદ્રા** : માત્ર રૂપની જ ઈર્ષ્યા આવું મોટું બલિદાન પચાવી નહિ શકે મુદ્રા !

**સરયૂ** : એનું તો જે થવાનું હશે તે થશે પણ વનશોભા જેવી અશોકા જશે તો આ ઉજ્જડ વનખંડીઓમાં પંખીઓ પણ નિરાંતે ઊંઘી શકશે નહિ; વૃક્ષોનું આયુષ્ય ઘટી જશે ને ફૂલો ઊઘડતાં પહેલાં જ કરમાઈ ખરી પડશે.

**માધવી** ( નજીક આવી ) : કહે છે કે સરિતા તો અત્યારથી જ સુકાઈ જવા માંડી છે. લોકો વીરડા ગાળી ગાળી પાણી ભરે છે.

**સરયૂ** : જુઓ, સામેથી પાર્વતી આવે છે. તે કાંઈક સમાચાર લાવી હશે.

**માધવી** ( આગે જોઈ ) : કોણ, પાર્વતી ? જાણે વંટોળિયો !

[ સામેથી પાર્વતી પ્રવેશે છે. એના માથા ઉપર પાણીનો ઘડો છે. વંટોળિયાની જેમ એ આવે છે—ગાતી અને નાચતી.

**પાર્વતી** : ગીત

વાહોલીએ વીંઝાતો આવે વંટોળિયો,
વેણુમાં વીંટાતો આવે વંટોળિયો.

ઊલેચી નદીઓને તાપે જળમૂળથી,
પાંખો પતંગિયાની ભારે થઈ ધૂળથી:

એને અંબેરતો આવે વંટોળિયો,
વાયુએ વીંઝાતો આવે વંટોળિયો.

ડુંગર ધણધણિયા ને ઝાડવાં ય ધૂણિયાં,
ઊડી આકાશ ચડયાં ધરતીનાં મૂળિયાં:

આકાશી ઉજાણી કરતો વંટોળિયો,
વાહોલિયે વીંઝાતો આવે વંટોળિયો.

તંદ્રા (પાર્વતીની નજીક આવી) : પાર્વતી, તેં આટલામાં ક્યાં ય ભમરીઓનું ટોળું જોયું ?

**પાર્વતી** : ના બહેન, નદીમાં તો કોઈ નહોતું.

**સરયૂ** : ચાલો ત્યારે, આજે અહીં કોઈ આવવાનું નથી અને અશોકા પણ નિરાંતે ઊંઘતી હશે.

[ સૌ જતી રહે છે. જરાવાર પછી અનેકરંગી પીછાં પહેરીને ચાર ભમરીઓ એક પછી એક પ્રવેશ કરે છે.

**ભમરીઓ** : ગીત

દિશાઓની ખંજરીએ નાચતી વસુન્ધરા
ધેનુઓના ઘેરા ઘેરા ઘમકી ઊઠયા ઘૂઘરા
દિશાઓની૦

પીછાં સંકેલી પંખી
દૂરે દૂરે રહ્યાં ઝંખી
પાંદડી ઓઢીને કળી ઢાંકે મુખસુંદરા
દિશાઓની૦

છાયા લંબાવીને કાયા વડલાની ખડી;
પીછાંની વીંઝણીઓ મયૂરોને આવડી.
વાદળ-હોડીની ઊડી આકાશી નીંદરા
દિશાઓની૦

સૂકયાં શેવાળ ભીંજ્યાં પાણીની છાલકે
વૃક્ષોને નવરાવ્યાં પૃથ્વીના પાલકે.
ડુંગરાની હરિયાળી લાગતી પરંપરા
દિશાઓની૦

[ સંકોચાયેલા શતદલની એક પછી એક પાંખડી ઊઘડે છે ને એમાંથી અશોકા કૂદકો મારી બહાર આવે છે,

અશોકા ગીત

સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી–
જાગી ધરતી અગણિત વેશે,
અભિનવ શોભા જાગી
સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી.

માટી, પથ્થર, છોડ, પાંદડાં
આજ બન્યાં વરણાગીઃ
શ્વેત કિરણકેડી સૂરજની
કેમ કસૂંબલ લાગી ?
સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી.

આઘે આઘે લોમ ઊતરતી
વનનો મારગ ત્યાગીઃ

પાલવ પકડી કોઈ ઉચ્ચરતું
આમંત્રણ અનુરાગી–
સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી.

[ ભમરીઓ અશોકાની છેક નજીક આવે છે. અશોકા ચમકે છે.

**પહેલી** : અને એ આમંત્રણ અમારું જ છે, બહેન અશોકા !

**અશોકા** ( પાછળ ખસી ) : તમારું ? તમે કોણ છો ?

**બીજી** : અમે તો શોકનગરનાં રહેવાસી છીએ. જ્યાં નથી હર્ષ કે નથી ઉલ્લાસ, રાજમાર્ગો ઉપર ઊંચા ઊંચા મહેલો ઊભા છે પણ ત્યાં તેજ નથી–સૌંદર્ય નથી. અમને હસતાં જ નથી આવડતું.

**ત્રીજી** : અમારે ત્યાંની પ્રકૃતિ પણ માનવીના જેવી જ રૂપ વિનાની છે. વેંતવેંતનાં વૃક્ષો છે; ઢંગ વિનાનાં, રંગ વિનાનાં, ગંધ વિનાનાં પુષ્પો છે. અમે તો ત્રાસી ગયાં છીએ એ બધાંથી.

**અશોકા** : તમે સૌ અત્યંત દુઃખી દેખાઓ છો, બહેન !

**પહેલી** : દુઃખ તો અપરંપાર છે શોકરાણીને–શોકનગરની પટરાણીને.

**અશોકા** ( હસતી ) : શોકરાણીને વળી શું દુઃખ હોય ?

**ચોથી** : સમૃદ્ધિથી ભર્યું ભર્યું નગર ઉલ્લાસ વિનાનું હોય એ એમને કેમ ગમે ? એ તો રાતદિવસ તમારી જ ઝંખના કરી રહ્યાં છે. અમને સંદેશો આપ્યો છે કે એક વખત, માત્ર એક જ વખત, અશોકાને મારી પાસે જરૂર તેડી લાવજો.

**અશોકા** ( સાશ્ચર્ય ) : મને ? હું શોકનગરને શોકમુકત શી રીતે કરી શકીશ, બહેન ?

[ બીજી ભમરીઓ આંગળીઓમાં આંગળીઓ ગૂંથી પ્રવેશે છે.

ભમરીઓ : ગીત

ઘર ઘર સુંદરતા છવરાશે,
થાશે હર્ષ–ઉજાણી—
સોનાનાં ઘરનળિયાં થાશે
કંચનવરણાં પાણી.

કેડીકેડીએ કુસુમ છવાશે,
ડગલે ડગલે દ્રુમ મલકાશેઃ
પથ્થર જ્યાં માનવના રૂપે
બોલશે અમૃતવાણી.

એ દર્શન ઝંખે છે એનાં
ભીનાં નિત્ય કરે છે નેનાંઃ
હરખાશે અંતરમાં, તમને
આંહીં આવતાં જાણી.

[ અશોકાના હાથ પકડી ભમરીઓ તેને લઈ જાય છે.

## બીજીવાર

[ અંધારી રાત; શોકરાણીના અંધારા ઉદ્યાનમાં એક ઝાડ નીચે અશોકા એકલી ઊભી છે. ભૂતાવળના હાથ ચાલતા હોય તેમ ઝાડનાં પાન પવનને લીધે ઊંચાંનીચાં થાય છે. દૂરથી ન પારખી શકાય એવા અવાજ આવે છે. વાતાવરણ ભયભીત લાગે છે. થોડીવાર પછી બે જણી લપાતી લપાતી ત્યાંથી નીકળે છે; એનાં નામ છે રેવા અને મેધા.

રેવા–મેધા : ગીત

વાગી વાગી પવનમાં બંસરી કોની ?
ઊઘડી કમલ તણી અમીમય આંખો;
વીંઝણા–શી વાઈ રહી પતંગની પાંખો
ધીરે ધીરે જાગી મારાં
નયણાં જુએ છે એને–
વાગી વાગી કમલની બંસરી કોની ?
ધરતીની કાયા પરે
જ્યારે કાળછાયા ફરે;
તો ય કાં વસુધા તેને
મીઠાં મીઠાં સોણાં તરે ?
સોણાં સરજાવે એવી બંસરી કોની ?
આજે જાણે આભ ખૂલ્યાં
તારલા ય માર્ગ ભૂલ્યા;
વિરાટ વલોવે એવી બંસરી કોની ?

[ અશોકાને વૃક્ષ નીચે ઊભેલી જોઇ બંને અટકી જાય છે.

રેવા : હં; હવે સમજાયું.

મેધા ( સાશ્ચર્ય ) : શું ?

રેવા : જો ને, પંખીઓએ ગાવું શરૂ કર્યું છે, ઝાડનાં પાન ચાલે છે, પવન શીતલ બન્યો છે. અશોકા અહીં આવી તેમાં આટલો ફેરફાર થયો.

અશોકા ( ચમકી ) : મારે લીધે જ આમ બન્યું છે એમ શાથી કહો છો ?

મેધા : તમારે લીધે બહેન, તમારે જ લીધે. શોકનગર એમ તો રત્નપારખુ છે.

રેવા : અને એવાં રત્નો માટે આ કારાવાસની મહેમાની છે.

મેધા : સોનાને જ લોકો સાચવે છે ને ? પિત્તળનાં તો ચૂલે મૂકવાનાં વાસણો બને, એ કાંઈ સમૃદ્ધિમાં ન ગણાય.

અશોકા : ધિક્કાર અને પ્રશંસા મારા પહેલાં અહીં પહોંચી ગયાં છે કે શું ?

મેધા ( નજીક આવી, હેતથી ) : તમને કોણ ધિક્કારે છે, અશોકા !

અશોકા : ધિક્કાર વિના આવી અંધારી રાતે મને કોઈ અહીં મૂકી ગયું હશે ? તેડવા આવેલી ભમરીઓ પણ ' હમણાં આવીએ છીએ ' કહીને ગઈ તે પાછી જ ન આવી. ઊંચે જુઓ ને, તારા પણ વાદળાં નીચે ઢંકાઈ ગયા છે. પવન વધુ ઠંડો વાતો જાય છે. વરસાદ આવશે તો હું ક્યાં જઈશ ?

રેવા : તમે અહીં એકલાં નથી. બીજી અનેક જણી અહીં કેદ થઈને પડી છે.

અશોકા ( ચમકીને ) : કેદ થઈને ?

મેધા : શોકરાણી બીજું શું કરે ? પોતે તો બિહામણાં છે ને એની આંખો વધુ બિહામણી છે; રૂપાળાં મોં એને ગમતાં નથી.

[ દૂરથી એક પડછાયો ધીમે ધીમે ચાલતો નજીક આવતો દેખાય છે.

અશોકા : ઓય મા...ભૂત...!

રેવા : બીશો મા અશોકા, એ તો ચંપા છે. અંધારે રહી રહીને બિચારી ગાંડી થઈ ગઈ છે.

ચંપા : ગીત

આ વન કોનું, ધરતી કોની ?
કોની આ મહોલાત ?
કોણ ગયું ચોરી અજવાળું
ક્યાંથી આવી રાત ?'

રજની કાળી, ઘન અંધારી;
ત્રમ ત્રમ ત્રમ વરસે નભઝારી.
એ ઝારીનાં લાખ છૂંદણે
છૂપી ગગન-જમાત.
ઘનથર વીંધી કેમ પ્રગટશે
સોનેરી પરસાત ?

[ ચંપા નજીક આવે છે; ત્રણે જણીને એ ધારી ધારીને જુએ છે.

રેવા : એ તો અમે છીએ, ચંપાબહેન !

ચંપા : હજી સૂઈ નથી ગયાં ? જાગો છો બધાં ?

મેધા : અમે અશોકાને આશ્વાસન આપીએ છીએ.

ચંપા ( હસીને ) : આટલા દિવસ મને આપ્યું. હવે એને આપો. રાહ જોઈ જોઈને થાકી જઈશું તો યે અહીં કોઈ આવવાનું નથી. શોકરાણીને દરવાજે જવાની હિંમત નહિ થાય તો આપણું મોત અહીં જ સમજજો.

અશોકા : શોકરાણીનો મહેલ અહીંથી બહુ દૂર નહિ હોય, ખરું ચંપાબહેન !

ચંપા : અહીંથી બરાબર ઉત્તર તરફ. અંધારે અંધારે જવાનું– તોતિંગ ઝાડોની હારોની હારો વીંધીને. નહિ પ્રકાશ, નહિ કેડી.

પાણી માટે કંઠ સુકાય ત્યારે પાન ચાવવાં પડે. પગમાં સર્પો વીંટાય ને માથે ચામાચીડિયાં ઊડે. ( અત્યંત દુ:ખી થઈને ) નિ:શબ્દ, અઘોર રાત્રિ–પ્રભાત જ્યાં ઊગતું નથી એવા શોક-નગરને પંથે જવા કોણ તૈયાર થાય, બહેન અશોકા ?

**મેધા :** જ્યાં અશોકા જશે ત્યાં સવાર ઊગશે.

**રેવા :** સર્પો ફૂલ બની જશે, ચામાચીડિયાં વેલીઓ બની જશે, વનો ઉદ્યાનો બની જશે.

**અશોકા** ( તૈયાર થતી ) : હું જ ત્યાં જઈશ, ચંપાબહેન !

[ અશોકા ઉત્તર તરફ જવા માંડે છે. એનાં અંગેઅંગને વીંટાઈને પ્રકાશ ચાલતો હોય છે. ત્રણે જણી હોઠે આંગળી મૂકી એને જતી જોઈ રહે છે.

**ચંપા** ( ભીની આંખે ) : મેં ગાયેલું ગીત હું નહોતી સમજી તે અશોકા સમજી ગઈ.

[ દૂરથી અશોકાનું ગીત સંભળાય છે.

**અશોકા :** ગીત

મુક્તિગીતો કોણ સમજશે ?
જેનું વારિ રક્ત બન્યું;
કોણ એમના કંઠે બેસી
સાંભળશે કે શું નીતર્યું ?

દૃગ ઝંખે કેડી અણજાણી
જે મૃત્યુ ઓળે છવરાણી:
વજ્રતપેલી એની વાણી

એના પંથ ઉઘાડો
એની ઉર-અમૂંઝણને ધો
અણશોધેલું આણી.

## ત્રીજીવાર

ક્ષિતિજમાં લાલાશ પ્રગટી છે. દિશાઓ ઉજળી થઈ છે. ઝાડનાં ઊંચાં થડ સ્વચ્છ દેખાય છે. એની વચ્ચેથી વનકન્યાઓ નીકળે છે.

વનકન્યાઓ : ગીત

જાગો જાગો ગગન ઊઘડયાં મનનાં
પથ ઊઘડયા ભાવિ દર્શનના–
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં

ફૂલડે સ્મિત જાગ્યું સુરભિનું
મુખડે ગીત જાગ્યું સ્વરભીનું–
જલથલ જાગ્યાં નવજીવનનાં;
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં.

રજની નાઠી મંદિર મૂકી
ઘન ધેનુ-વૃન્દ ગયાં વસૂકી;
કિરણે ઢાંકયાં તન વનવનનાં;
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં

પંખી તરણાંનાં લઈ ભાતાં,
આવે છે સાથે ગીત ગાતાં

શોધે શબ્દ ધરા સંજીવનના;
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં.

[ વનરાજિ હસી રહે છે. પથ્થરોમાંથી પ્રગટતી હોય તેમ અનેક કન્યાઓ ટોળે વળે છે.

**વનકન્યા પહેલી** : અહીં આવો, એક વાત કહું.

**વનકન્યા બીજી** : આ રહ્યાં અમે; કહો ને જે કહેવું હોય તે—

**વનકન્યા પહેલી** : હું તો ઝાડની છાલ ઓઢીને સૂતી'તી ત્યાં મને એક સ્વપ્નું આવ્યું.

**વનકન્યા ત્રીજી** ( સાશ્ચર્ય ) : સ્વપ્નું ?

**વનકન્યા પહેલી** : હા; જાણે આખે વગડે વડવાનલ પ્રગટયો છે. કંચન જેવાં વૃક્ષો બળી રહ્યાં છે. પંખીઓનાં શરીર શેકાઈ રહ્યાં છે. જાણે વગડો આખો પ્રકૃતિની ચિતા બની ગયો છે.

**વનકન્યા ત્રીજી** : બહુ ખરાબ સ્વપ્નું.

**વનકન્યા પહેલી** : એમાં અચાનક આકાશમાં ઘટાટોપ વાદળાં બંધાયાં, વીજળીઓ વછૂટી ને બારે મેઘ તૂટી પડયા.

**વનકન્યા બીજી** ( રાજી થઈ ) : હાશ, ઓ મારા પ્રભુ !

**વનકન્યા પહેલી** : સ્વપ્નાનો અંત ત્યાં નથી; પછી તો અગ્નિ હોલવાઈ ગયો, પાણી જતાં રહ્યાં પણ વાદળાં તો એમ ને એમ સ્થિર ઊભાં હતાં. થોડીવાર થઈ ત્યાં એમાંથી એક અત્યંત રૂપવતી કન્યા નીકળી. એનું આખું શરીર કમલ-પાંદડીઓથી ઢંકાઈ ગયું હતું. કેસૂડાંની લાલાશે એના હોઠ હસું હસું થઈ રહ્યા હતા. સોનેરી વાળ ઉપર કિરણો રમતાં હતાં અને એની આંખો—

**વનકન્યા ત્રીજી** ( વચ્ચે ) : એની આંખોમાં શું હતું બહેન ?

**વનકન્યા પહેલી** : વાદળના શ્વેત ખડકોની વચ્ચે ઊગેલી બીજ-લેખા જેવી એની આંખો અત્યંત તેજસ્વી ને પ્રસન્ન હતી.

**વનકન્યા ત્રીજી** : કેવું મજાનું સ્વપ્નું !

[ દૂરથી અશોકાનો અવાજ સંભળાય છે. ધીરે, ધીરે, ધીરે.

**અશોકા** : ગીત

ઉઘાડજો ધીરે ધીરે દિશા તણાં દ્વાર,
વાસ્યાં કોણે પંથે પંથે શિલાનાં કમાડ ?
ઉઘાડજો ધીરે ધીરે.

અંતર ઉઘાડી કો'કે આંખો કરી બંધ મારી ?
બંધ આંખે દેખું તો યે ઊઘડેલાં બાર
ઉઘાડજો ધીરે ધીરે.

આથમતી સંધ્યા જ્યારે, આથમણું જોઈ કહેતી
જવા દે મંદિરે આજે લાગી બહુ વાર—
ઉઘાડજો ધીરે ધીરે.

મારા મંદિરની કેડી, અણજાણી ભાત ભેળી
ભળી ગઈ; શોધું તો યે આવે શેણે પાર ?
ઉઘાડજો ધીરે ધીરે.

[ વૃક્ષની નીચી ડાળીને પકડી અશોકા નિરાશ થઈ ઊભી રહે છે. વનકન્યાઓ એને કુતૂહલપૂર્વક જુએ છે.

**વનકન્યા પહેલી** ( ધીમેથી ) : આ તો પેલી રૂપવતી કન્યા— સ્વપ્નામાં જોઈ હતી તે !

વનકન્યા બીજી : હેં ?

[ સૌ આશ્ચર્યમૂઢ ઊભી રહે છે ને થોડીવારે એની નજીક જાય છે.

વનકન્યા પહેલી : અમે તમને ઓળખીએ છીએ બહેન !

અશોકા ( સામું જોયા વિના ) : મને સૌ કોઈ ઓળખે છે.

વનકન્યા પહેલી : તમે ગઈ રાતે મને સ્વપ્નામાં આવ્યાં હતાં.

અશોકા : હું ઘણાંનાં સ્વપ્નાંમાં જઈ રમી આવું છું. ચિત્તમાં કલ્પના થઈ ઘૂમું છું. વાણીમાં કવિતા થઈ અવતરું છું. મને સૌ કોઈ જોઈ શકે છે-હું કોઈને દેખતી નથી.

વનકન્યા ત્રીજી : તમારી આંખો હમેશાં બંધ જ રહે છે ?

વનકન્યા બીજી : તમે કાંઈ દેખતાં નથી ?

અશોકા : અજાણ્યાં ને આંધળાં સરખાં.

વનકન્યા પહેલી : ત્યારે એમ કહો ને કે, તમે માર્ગ ભૂલી ગયાં છો !

અશોકા : હા, હા; એમ જ.

વનકન્યા ત્રીજી : તમારે ક્યાં જવું છે ? ચાલો અમે તમને માર્ગ બતાવીએ છીએ.

અશોકા ( ચાલતાં ચાલતાં ) : મારે તો જવું છે-( થોભી ) હાં એ તો ઠીક; પણ તમે કોણ છો ?

[ ગાતી ગાતી બીજી વનકન્યાઓ પ્રવેશે છે.

વનકન્યાઓ : ગીત

અમે પવનની પાંખતણી વાતો,
અમે પરીચૂંદડીની રઢિયાળી ભાતો:
અમે પવનની પાંખતણી વાતો.

નવું દરશન આજ ઊગે ગગને
નવો કલકલ નાદ ગમે ખગને:
રોકે પાલવ શીદ અધીર પગને ?
નવું દરશન આજ ઊગે ગગને.
—અમે પવનની૦

છૂટયાં ફૂલડાંની ઊપડી હોડી
ઊતરી તારલિયાની ટોળી:
ઊંચે ભમતી વાદળીઓ ધોળી
છૂટયાં ફૂલડાંની ઊપડી હોડી.
—અમે પવનની૦

**અશોકા** : તમારી પાંખો મને શોકનગરના રાજમાર્ગ ઉપર લઈ જશે ?

**વનકન્યા પહેલી** : જ્યાં કહેશો ત્યાં લઈ જઈશું. બરફથી ઢંકાયેલાં હિમાલયનાં શિખરો ઉપર, માનસરોવરનાં કમલાસનો પર, સાગરના લોલવિલોલ તરંગો પર—જ્યાં કહેશો ત્યાં તમને લઈ જઈશું, બહેન !

**વનકન્યાઓ** : ગીત

કમલ કમલ કોનું નર્તન જાગ્યું ?
પરિમલ પરિમલ જાગ્યા પ્રાણ,
કો કિ લા ના કં ઠ કં ઠ માં
જાગી ઊઠયું કોમલ ગાન.
જીવનપ્રદીપમાં તું દીપધારા
થઈને ઊડતી કિરણફુવારા;

શબ્દ શબ્દની રૂપવીણાએ
ભરિયું જોને શાંત વિતાન.
જ્યોતિર્જલ સૂતેલાં જાગ્યાં
ધરતીએ તિમિરજલ ત્યાગ્યાં
વાસંતીના વદનકમલ પર
પ્રગટી જોને જ્યોતકમાન.

[ સૌ જાય છે.

## ચોથીવાર

[ ગોવાલણ નીકળે છે. તાંબડી દૂધથી છલકાઈ જાય એટલી ઉતાવળે એ ચાલે છે–જાણે કે એ નાચતી નાચતી જ આવે છે !

ગોવાલણ : ગીત

વેરાયાં મોતીની માળા એક સાચવી
એવાં મોતી તે કોણે પહેર્યાં હશે ?
પારેપારામાં સખિ, ચંચલતા ચીતરી
કોણે પીંછીનાં તેજ વેર્યાં હશે ?
ધેનુઓ આંચળમાં દૂધ ભરી નીકળી
વૃક્ષોને વાણી કોણે દીધી હશે ?
વેળા વિનાનાં પૂર નદીઓમાં ઊમટયાં
ધરતીએ સંજીવની પીધી હશે ?
આઘેરી કુંજતણી કોકિલા એકલી
એકલી કરી તે કેમ આવી હશે ?

ઉજ્જડ વેરાનના આ એકલિયા ખંડમાં
પરિમલના પ્રાણ ક્યાંથી લાવી હશે ?

[ અશોકા નીકળે છે. થાકી ગઈ હોય તેમ તે ધીમે ધીમે ચાલે છે.

અશોકા ( ગોવાલણને ) : ઊભી રહે બહેન. ઊભી રહે.

ગોવાલણ ( અટકી ) : કોને, મને કહો છો ?

અશોકા : હા, બહેન હા. અહીંથી શોકનગર કેટલે દૂર હશે ?

ગોવાલણ : તમે ઊભાં છો એ કેડી તમને સીધેસીધી શોકનગરમાં લઈ જશે. વચ્ચે હરિયાળાં મેદાનો આવશે. છલકાતી નદીઓ આવશે, બોલતાં ઝાડવાં આવશે, ગાતાં ઝરણાં આવશે.

અશોકા : આવું તો બધે જ હોય છે. હું જ્યાં જ્યાં ગઈ છું ત્યાં ત્યાં મેં તમને કહ્યું તેવું બધું જોયુ છે: આમાં નવાઈ પામવા જેવું શું છે ?

[ ગોવાલણ એને ટગર ટગર જોઈ રહે છે-આશ્ચર્યથી.

ગોવાલણ : તમે ક્યાંથી આવો છો બહેન ?

અશોકા : પૂર્વ તરફથી. ત્યાં તો આવું બધું જ છે. ગાયો પાસેણ ઉપર ઊભી રહે છે ને વાસણ દૂધથી ભરાઈ જાય છે. ખેતર માટે પાણી જોઈએ ત્યારે અમે નીચે ઊતરેલાં વાદળાં નિચોવી લઈએ છીએ. ઝાડ પરનાં પાકેલાં ફળો માનવીનો પગસંચાર થાય છે ને ખરી પડે છે-આવું આવું તો ત્યાં ઘણું યે છે.

ગોવાલણ : હાશ, તો તો ઠીક. પહેલાં આવું અહીં નહોતું.

અશોકા : પહેલાં અહીં શું હતું ?

**ગોવાલણ** : નદીઓમાં પાણી નહોતાં. વૃક્ષો ઉંઘણશીની જેમ પડયાં હતાં. શોકનગરના રાજમાર્ગો ઉજ્જડ લાગતા.

**અશોકા** : અને તમારાં શોકરાણી.

**ગોવાલણ** ( વચ્ચે ) : ધીમેથી બોલો, ધીમેથી બોલો. શોકરાણીનું નામ લેવાની અહીં જડ-ચેતન સૌને મના છે.

**અશોકા** : આવું શા માટે ? શું શોકરાણીનો સ્વભાવ ઘણો ક્રૂર છે ?

**ગોવાલણ** : સ્વભાવ તો મોં ઉપરથી વરતાય ને કાં વરતાય વાણી ઉપરથી. એમને વર્ષો થયાં કોઈને મોં બતાવ્યું નથી, ને બોલતાં તો અમે કદી સાંભળ્યાં જ નથી. એમના મનમાં એવી શંકા ભરાઈ બેઠી છે કે ( આમતેમ જોઈ, પૃથ્વી ઉપર અવતરેલી પ્રત્યેક રૂપાળી કન્યા એ ઈશ્વરનો કોપ છે: આવી ઈર્ષાથી અનેક કન્યાઓને એણે દૂર દૂરના કોઈ વનમાં કેદ કરી રાખી છે.

**અશોકા**: હવે સમજાયું. હું પણ એ કેદખાનામાંથી જ આવું છું બહેન !

**ગોવાલણ** ( ગભરાઈને ) : હેં ? ઓય મા ! તમે નાસી છૂટો બહેન, હમણાં તમને શોકનગરની શ્યામવસ્ત્રધારી અનુચરિકાઓ પકડી લેશે.

**અશોકા** : હું એની જ રાહ જોઈ રહું છું. શોકરાણીને નજરોનજર જોવાનું સદ્ભાગ્ય એમ સહેલાઈથી મળી જતું હોય તો હું શા માટે બીજા કોઈની ઓશિયાળી થાઉં ?

**ગોવાલણ** ( જતાં ) : એ તો તમે જાણો. હું તો હવે અહીં નહિ રોકાઉં. જુઓને, દૂર કોઈનાં ભાલા દેખાયાં.

[ ગોવાલણ જતી રહે છે. થોડીવારમાં ચાર શસ્ત્રસજ્જ સ્ત્રીઓ આવીને અશોકાને ઘેરી લે છે.

**અશોકા** : હું તમારી જ રાહ જોતી હતી, ચાલો,

[ ગાય છે.

ગીત

અણબોલ્યાં તમે બોલજો કાંઈ
આશાભીનાં આવજો આંહીં.

આજે વીતી ગયા વાયરા ઊના,
ધરતીનાં થયાં અંતર ભીનાં
નેવલાંને નવરાવજો કાંઈ
આશાભીનાં આવજો આંહીં.

ડોલતી ડાળીએ હીંચકા ખાતાં
માળે પડચાં પડચાં પંખીઓ ગાતાં.
વીજળીઓ હીંચકાવજો કાંઈ
આશાભીનાં આવજો આંહીં.

પંપાળે ગાવડી વાછરું એનું
ગોદે લીએ નભ વાદળધેનુ,
એવું અનેકમાં ઊગજો કાંઈ
આશાભીનાં આવજો આંહીં.

[ પેલી પ્રતિહારીઓ અશોકાને પકડી લઈ જાય છે.

# પાંચમીવાર

[ ચારેકોર અંધારું. માત્ર ઊંચું સિંહાસન, ઉપર બેઠેલી શોક-રાણી અને સિંહાસનનાં પગથિયાં પાસે ધૂંટણિયે પડીને બેઠેલી અશોકા–આટલું જ દેખાય છે. શોકરાણીનું આખું અંગ કાળાં વસ્ત્રોથી ઢંકાયેલું છે.

શોકરાણી ( સિંહાસન પરથી નીચે ઊતરી, અશોકાની નજીક આવી ): અશોકા, બહેન, ઊંચું જો. મેં તો તને અહીં દર્શન માટે બોલાવી છે—ન્યાય આપવા નહિ.

અશોકા : કોનાં દર્શન માટે મા ? હું તો અહીં બંદીવાન થઈને આવી છું.

શોકરાણી : તારાં દર્શન માટે. તારાં દર્શન કરી આજે હું ધન્ય થઈ છું. શોકનગરના આનંદ–ઉત્સવથી હું સાવ અજાણી નથી. વહેલી સવારે આશોપાલવનાં પાન નમ્યાં ને ઝાકળબિંદુઓ ખરી પડયાં ત્યારે જ મેં જાણ્યું હતું કે કોઈ ધન્ય આત્માના આગમન અર્થે પ્રકૃતિ મોતીના ચોક પૂરી રહી છે.

અશોકા : હું તો બંદીવાન છું. મારા જેવી બીજી અનેક બહેનો બંદીવાન થઈને પડી છે, અને તમારું નામ સાંભળીને તો ઊડતી ધૂળ પણ શાંત થઈ જાય છે. બીજી પણ અનેક વાતો—

શોકરાણી ( વચ્ચે ) : હું બધું જાણું છું અશોકા. મેં કોઈને બંદીવાન બનાવ્યાં નથી, એ તો સૌ કલ્પનાનાં બંદીજનો છે. એમનાં રૂપની ઈર્ષ્યાથી બળીજળીને મેં એમને કેદ કરી રાખ્યાં નથી, પોતાનાં રૂપમાં જ એ તો સૌ બંદીવાન થઈને પડયાં છે. માણસમાં રૂપ હોય ને બીજું કશું ન હોય તો ચાલે એવી માન્યતાવાળાં એ સંકુચિત મનોદશાના જીવ છે.

**અશોકા** : પણ તમારી ઈર્ષ્યા—!

**શોકરાણી** : હા, ઈર્ષ્યા મને હતી ને તે મારા પોતાના જ રૂપની. એટલા માટે તો હું મોં ઢાંકીને ફર્યા કરું છું. જો, ( મોં આડેથી વસ્ત્ર ખસેડે છે. તે અત્યંત રૂપાળું મોં જોઈ અશોકા ચમકે છે. ) લોકો મારું મોં જોઈ રહેતાં ને વાણી સાંભળતાં નહિ, એટલા માટે મેં મોં છુપાવ્યું ને નાની જાળીમાંથી પ્રવેશતો બહારનો પ્રકાશ જેટલો ભવ્ય લાગે એટલો ઘરના દીવાનો લાગતો નથી, એ માટે મેં તને દૂર દૂરથી અહીં તેડાવી. તારા આગમનનું આશ્ચર્ય તો તેં નજરે જોયું હશે.

**અશોકા**: એ તો હું ડગલે ને પગલે જોઈ આવી છું. જે કોઈ સામું મળતું તે કહેતું; 'અમારે ત્યાં પહેલાં કશું નહોતું— નદીઓ નહોતી, ઝરણાં નહોતાં, ખેતરમાં ઊગેલા મોલ એમ ને એમ સુકાઈ જતા. ઝાડ ઉપર પાન નહોતાં, પંખીઓના કંઠમાં અવાજ નહોતા—બધે ઉજ્જડ હતું. આ નગરના કરતાં તો વગડો વધારે સુંદર હોય છે.

**શોકરાણી** : જે હતું તે બધું ક્યાં ચાલ્યું ગયું ?

**અશોકા** : લોકો તો કહે છે કે હું અહીં આવી ત્યારથી અચાનક આ બધો ફેરફાર થઈ ગયો. ( હસે છે. ) રાણીજી, હું જાદુ-ગરણી તો નથી !

**શોકરાણી** : અત્યારે છે તે જ પ્રમાણે વર્ષોથી ચાલ્યું આવે છે. લંકામાં સોનું શોધવા જનારાને ઘરનું આંગણું તપાસવાની વેળા ક્યાં હોય છે ? બહારની દુનિયા અહીં કરતાં વધારે સમૃદ્ધ છે—સુંદર છે—એમ માનનારાંનાં હૃદય ખૂબ સંકુચિત હોય છે.

[ અશોકા કંઈક વિચારમગ્ન દેખાય છે.

અશોક : ( જરાવાર પછી ) : શું કહ્યું ? ઘરનું આંગણું ? હા, હા; એ તો સાવ સાચું છે. રસ્તામાં ચાલતાં ચાલતાં મને મોરનાં કેટલાંક પીછાં મળ્યાં ને મારા સરોવરમાં તરતા હંસો મને યાદ આવ્યા. ભૂતકાળની કેટલીક બહુમૂલ્ય સ્મૃતિઓને વર્તમાનની એકાદ ઠેસ જગાડી જાય છે, આ સિંહાસન, ચિત્રાંકિત દીવાલો, આરામાસનો પાછળથી મને કમળની તાજી અત્યંત શીતલ અને મધુર એવી સુગંધી આવ્યા કરે છે. મને અત્યારે ઘણું સાંભરે છે રાણીજી !

[ નેપથ્યમાંથી કોઈનું ગીત સંભળાય છે.

ગીત

આ બંધન, બંધનના છાયા,
અહીં ને અહીં શાને અટવાય ?
દૂર પડી મારી સ્વપ્નભોમકા
ત્યાં તે કેમ જવાય ?
ચૂપ રહ્યાં કંકણ શું બોલે ?
બાંધ્યા છંદ નૂપુર શે બોલે ?

વિજન મારગે શેં મારાથી
એકલડું અથડાય ?
આ અંધારી શબ્દ વિનાની
ધરતી કાં હરખાય ?

[ એક કન્યા પ્રવેશે છે. એની આંખે પાટા બાંધ્યા છે. પવનથી પણ ભય પામતી હોય તેમ ચારેકોર જોતી જોતી તે થાંભલીઓ જોડે અથડાય છે.

**કન્યા** ( નિરાશ થઈ ) : ઓ પ્રભુ ! હું ક્યાં આવી છું ?

[ અશોકા અને શોકરાણી એને સાશ્ચર્ય જોઈ રહે છે.

**શોકરાણી** ( નજીક આવી ) : તું કોણ છે બહેન ?

**કન્યા** : કોઈક તો છું, પણ તમે મને જોઈ શકો છો ? અડી શકો છો ?

**અશોકા** : તું એવું શું બોલે છે બહેન ? આંખો હોય એ તો બધું જોઈ શકે, હાથ હોય તો અડી શકે.

**કન્યા** : મારે તો આંખો યે નથી ને અંગ પણ નથી. હું તો પવનને સપાટે અહીં સુધી આવી છું. પવન હજી કોણ જાણે કેટલે છેટે મને લઈ જશે એ બીકે હું ક્યાંક સંતાવાની જગ્યા શોધી રહી છું. હું શતદલકમલની સુગંધી છું બહેન !

**શોકરાણી** : શતદલકમલની સુગંધી ?

**અશોકા** : કમળનો આ પ્રદેશ નથી. એ તો કૈલાસના ચરણ આગળ વહેતી ભાગીરથીની છાતી ઉપર ઊંઘ્યા કરે છે. તું એટલે દૂરથી અહીં સુધી શા માટે આવી બહેન ?

**કન્યા** : કમળનાં કમાડ ઉઘાડીને નાસી છૂટેલી અશોકાને શોધવા હું નીકળી છું. હું ફૂલેફૂલે બેસતી જાઉં છું ને પવનને ઠેબે આગળ ધકેલાતી રહું છું. હું આમ નિરાધારની જેમ ધકેલાઉં છું એટલે મારી પાછળ ફૂલો ખડખડાટ હસી પડે છે.

**અશોકા** : ફૂલો હસી પડે છે ?

**કન્યા** : હસી પડે જ ને; એ કાંઈ કમળો નથી હોતાં કે ન હસી પડે. એ ફૂલો તો હોય છે આવળનાં, કેતકીનાં અથવા કરેણનાં. મને સંઘરવાનું એનું ગજુ નહિ.

[ શોકરાણી નજીક આવે છે.

શોકરાણી : બહેન, અશોકા તને મળે તો તું એને ઓળખે ખરી ?

કન્યા : સ્પર્શથી ઓળખું, શબ્દોથી નહિ.

શોકરાણી : સ્પર્શથી શા માટે ? શબ્દોથી કેમ નહિ ?

કન્યા : શબ્દો તો જીભની કળાની કારીગરી છે. એ તો બનાવટી પણ થઈ શકે, પણ સ્પર્શથી એમ બનવું અશક્ય. અને અશોકાનો સ્પર્શ તો અદ્‌ભુત છે મા ! માતા જે રીતે હાથ ફેરવે છે ને બાળક ઊંઘે છે, ક્ષિતિજનું પહેલું કિરણ જે રીતે ધરતીના શ્વાસને તાજગી આપે છે એવી જ રીતે અશોકા મને એના શ્વાસમાં સમાવી લે છે. એનો સ્પર્શ થાય છે ત્યારે હું માત્ર સુગંધી નથી રહેતી–સુગંધીનું સરીર બની જાઉં છું.

અશોકા ( ઘેનમાં હોય તેમ ) : આ મારી સહિયર !

કન્યા : ( સાશ્ચર્ય ઉત્કંઠાથી ) : કોણ, અશોકા !

[ બંને પ્રસન્નતાપૂર્વક ભેટે છે : શોકરાણી આનંદ પામે છે.

શોકરાણી : એક કમળ, બીજી એની સુગંધ !

અશોકા ( કરગરતી ) : હવે અમને રજા આપો રાણીજી, મારો કુલપરિવાર મારી રાહ જોતો હશે.

શોકરાણી : ક્યાં જવું છે તારે અશોકા ?

અશોકા : ત્યાં જ, પેલા કમળના વનમાં–જ્યાંથી હું આવી છું. અનેક દિવસો થયાં હું નીકળી છું, હજી પંથ કાપવો ઘણો બાકી છે. કોણ જાણે ક્યારે પહોંચીશ !

શોકરાણી : તારે વધારે પંથ હવે નહિ કાપવો પડે અશોકા ! તું અત્યારે કમળના વનમાં જ ઊભી છે. બહેન, આંખો બંધ કર, હું તને તારું વન બતાવું.

[ અશોકા એક હાથે આંખો દાબે છે ને આખો રાજમહેલ વનમાં ફેરવાઈ જાય છે. પેલી કન્યા અને શોકરાણી પણ અલોપ થાય છે. એ આંખો ઉઘાડીને બધું આશ્ચર્યથી જોઈ રહે છે. જ્યાંથી તે આવી હતી તે જ પેલું શતદલકમલ, નમેલી ડાળ અને ટિંગાતી ફૂલવેલીઓ. આજુબાજુથી એનો ફૂલપરિવાર નાચતો–ગાતો પ્રવેશે છે. અશોકા શતદલની વચ્ચે જઈને ઊભી રહે છે.

ફૂલબાળાઓ : ગીત

નિત્ય આવી આવી ભલે આવે વસંત.
સપનાં સમીર મહીં નરતંતાં આવતાં,
પહેરી પતંગિયાંની પાંખો રે લોલ;
ધરતીને આભ કાંઈ નમી નમી પૂછતો
આંખોમાં ગૂંથીને આંખો રે લોલ.
અમૃતની વાદળીઓ વન વન વરસંત,
નિત્ય આવી આવી ભલે આવે વસંત.

ભમરીના ગુંજનથી ભરમાતી પોયણી
આઘે અદકેરું કૈંક ઝાંખે રે લોલ;
મંજરીઓ વાયુની વીંઝણીઓ નાખતી
પાંદડીઓ અંગ એનાં ઢાંકે રે લોલ.
જોને ઊંચેરી ડાળે કેસૂડાં મરકંત
નિત્ય આવી આવી ભલે આવે વસંત.

અશોકા :

સપનાંની પાંપણે ચડીને પેલી પોયણી
નીરખતી દૂર દૂરના દેશ;

ગોમતી–ચક્ર

એણે ઉનાળાની તપતી હથેળીએ
લીધો'તો વર્ષાનો વેશ
વાસંતીએ લીધો'તો વર્ષાનો વેશ.

ફૂલવાળાઓ :

સુરભિએ જેના પમરાવ્યા'તા પંથ
નિત્ય આવી આવી ભલે આવે વસંત.

[ અશોકા શતદલમાં સમાઈ જાય છે. દરમ્યાન ગીત તો ગવાતું જ હોય છે.

[ પડદો.

૧૬૬૫૧



# અમારી પ્રવૃત્તિઓ

**લલિત સાહિત્યમાળા**
બે નવલકથા ને એક વાર્તાસંગ્રહનો મનોરમ સંપુટ.

**સંસારચક્ર ગ્રંથાવલિ**
વર્ષનાં બાર પુસ્તક લેખક. શ્રી. સોપાન સંસારની સળગતી સમસ્યાઓનો ઉકેલ આપતાં રસિક, સરળ અને માર્ગદર્શક પુસ્તકોની અભિનવ માળા.

- **રાષ્ટ્ર અને રાજકારણ ગ્રંથાવલિ**
  રાજકિય વિષય સ્પર્શતાં અભ્યાસાત્મક પુસ્તકો.
- **બાલ સાહિત્યમાળા**
  બાળકોની કલ્પનાને નવા રંગો આપે, આનંદ અને જ્ઞાન આપે તેવાં સચિત્ર પુસ્તકોની માળા.
- **જીવન દર્શન ગ્રંથાવલિ**
  જીવનને સ્પર્શતાં ચિંતનાત્મક ગ્રંથોની માળા.
- **બે સુંદર માસિક**
  પ્રતિભા : પુષ્પ

**જીવન સાહિત્ય મંદિર**

[illegible], કાલબાદેવી, રાવપુરા
[illegible] : ૨. વડોદરા.

સંદેશ–કસોટી કાર્યાલય,
અમદાવાદ.